# પૂર્વરંગ

[ આર્યાવર્તનું ઇતિવૃત્ત ]

यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।


દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

નરહરિ દ્વારકાદાસ પરીખ

રાષ્ટ્રીય વિદ્યામન્દિર : સત્યાગ્રહાશ્રમ

સા બ ર મ તી



પ્રકાશક

ગુજરાત વિદ્યાપીઠ

અ મ દા વા દ

સંવત ૧૯૭૯ કિંમત રૂ. ૧[illegible]

# પ્રસ્તાવના

આ ચોપડીને 'પૂર્વરંગ'–આર્યાવર્તનું ઇતિવૃત્ત–એ નામ આપ્યું છે. કેટલાક લોકો આને ઇતિહાસ તરીકે સ્વીકારવા તૈયાર નહિ થાય. અમે પણ માનીએ છીએ કે આને ઇતિહાસ, એ નામ બંધબેસ્તું ન આવે. આપણા દેશના પ્રાચીન કાળની, એટલે કે મુસલમાનોનો અને આપણો પરિચય શરૂ થયો તે પહેલાંના કાળની, કાંઇક કલ્પના આપવી એવો ઉદ્દેશ મનમાં રાખીને આ ચોપડીની શરૂઆત થઇ.

આ ચોપડીમાં ઉત્તર હિન્દુસ્તાનનો જ ઇતિહાસ છે. આ જ કાળનો ગૂજરાતનો તથા દક્ષિણનો ઇતિહાસ સ્વતંત્ર પુસ્તકના રૂપમાં આપવાની ઉમેદ છે. અત્યાર સુધી દક્ષિણની વિગત ઝાઝી મળી ન હતી; પણ હમણાં હમણાં દક્ષિણના વિદ્વાનોએ ખૂબ સાહિત્ય બહાર પાડયું છે. તેમાંથી આવું એક સ્વતંત્ર પુસ્તક થઇ શકે એટલી સામગ્રી મળે એમ છે.

પ્રથમ તો વધારે વિગત આમાં ન આવી શકે એટલા માટે ઇતિહાસની ચોપડીઓ હાથમાં રાખ્યા વગર જેટલું લખાય એટલું લખવું એવો સંકલ્પ રાખ્યો હતો. પણ કાંઇક આગળ વધ્યા પછી સ્મૃતિ ઉપર જ બધો આધાર રાખવો એ ઠીક ન લાગ્યું, તેથી પ્રમાણગ્રંથોનો ઉપયોગ થોડો થોડો કર્યો છે; પણ બનતાં સુધી ઝાઝી વિગત આવવા દીધી નથી. જ્યાં મહત્ત્વને લીધે અથવા રસને લીધે વિગત આપવાનો મોહ

છૂટી ન શક્યો ત્યાં નિયમનો ભંગ પણ કર્યો છે; પણ સામાન્ય વાચકોને રસ પડે અને આપણા પૂર્વજોના પુરુષાર્થનું ચિત્ર તેમની દૃષ્ટિ આગળ ખડું થાય, એ ઉદ્દેશ આખર સુધી કાયમ રાખ્યો છે.

આ ચોપડી લખવાનો વિશેષ ઉદ્દેશ અને તેની વિશેષતા વિષે અહીં કાંઈ પણ ન લખવું એ જ યોગ્ય છે. વાચકો પુસ્તક વાંચ્યા પછી તે સમજી જશે.

આ ચોપડી કોને ઉપયોગી થશે એની ચર્ચા મિત્રમંડળમાં થયેલી. વિનયમંદિરોના અથવા હાઇસ્કુલના વિદ્યાર્થીઓને માટે આ ચોપડી અઘરી નથી, છતાં ભારે પડશે અને મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને માટે આમાં આવેલી વિગતો પૂરતી નથી, એવો કેટલાકનો અભિપ્રાય પડ્યો. આખરે અમે એ નિર્ણય ઉપર આવ્યા કે આ ચોપડી વાચકોને માટે છે, અને તેમને તે ઉપયોગી થશે. કાંઈ નહિ તો તેમને રસ તો પડશે જ. અને એ જ ઉમેદથી એ પ્રસિદ્ધ કરી છે.

નીમેલાં પાઠ્યપુસ્તક ઉપરાંત બીજી ચોપડીઓ વાપરવાની ટેવ જે અધ્યાપકોને છે તે આમાંથી કાંઇક મેળવી શકશે એમ માનીએ તો તેમાં ધૃષ્ટતા નહિ થાય એવી આશા છે. ઇતિહાસમાં વિગતો ઉપરાંત તેનું રહસ્ય અને પરસ્પર સંબંધ એ મહત્ત્વની વસ્તુ હોય છે;—અથવા તે જ ઇતિહાસનો મુખ્ય ભાગ છે. તેમાં અનેક દૃષ્ટિબિન્દુઓ જાણવાને મળે તો અધ્યાપકો તે પસંદ કરશે, અને જ્યાં તેઓ સંમત ન થઈ શકે ત્યાં પણ

ભિન્ન મત સાથે અથડાવાથી નવો વિચાર સૂઝે છે, એ લાભને ખાતર પણ તેઓ આવી ચોપડી એકવાર જોઈ જવાનું પસંદ કરશે.

દુર્ભાગ્યે આ પુસ્તકનાં બધાં પ્રકરણો એકસામટાં લખાયાં નથી, અને કેટલાંક પ્રકરણો જોઈતી નવરાશ ન હોવા છતાં લખી કહાડવાં પડ્યાં છે, તેથી મૂળ ઉદ્દેશ સર્વત્ર સરખો ધ્યાનમાં રહ્યો નથી. પ્રકરણોની લંબાઈ પણ સર્વત્ર પ્રમાણસર રહી નથી. લેખકના પક્ષપાતને લીધે પણ કેટલીક વસ્તુને ઓછું કે વધારે મહત્ત્વ મળ્યું હોવાનો સંભવ તો છે જ.

---

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું

---

## આપણા દેશનું આદિસ્વરૂપ

(હજારો વર્ષ પહેલાં)

હિન્દુસ્તાનનો ઇતિહાસ એટલે હિન્દુસ્તાન દેશનો ઇતિહાસ અથવા તો હિન્દુસ્તાનના રહેવાસીઓનો ઇતિહાસ. આ દુનીયા પેદા થઈ ત્યારે હિન્દુસ્તાનનો આકાર આજે જેવો છે તેવો નહોતો. કહે છે કે જ્યાં આજે હિમાલય છે ત્યાં એક ભારે સમુદ્ર હતો. જ્યાં અરબી સમુદ્રમાં લખદીવ, માલદીવ બેટો છે ત્યાં એક મ્હોટો ખંડ હતો. આફ્રિકા પાસેનો માડાગાસ્કર બેટ અને મરાઠાઓનું મહારાષ્ટ્ર એ ખંડના બે છેડા હતા. પણ ધીમે ધીમે કે એકાએક આ બધું બદલાઈ ગયું. સમુદ્રમાંથી હિમાલય ઉપસી આવ્યો. પેલો ખંડ, કે જેનું નામ પણ આપણે જાણતા નથી, તે નીચે દબાઈ ગયો. હિમાલય સાથે દક્ષિણ જોડાઈ ગયું અને હિમાલયમાંથી નદીઓ વહેવા લાગી. ધીમે ધીમે પંજાબ અને સિંધનો મુલક બનવા લાગ્યો.

પૂર્વ તરફ ગંગા અને બ્રહ્મપુત્રા નદીઓએ બંગાળનો મુલક તૈયાર કર્યો અને લોકો તે તરફ વસવા લાગ્યા.

આ બધી ભૂસ્તરશાસ્ત્રીઓની કલ્પના છે. તે સાચી હોવાનો ઘણો સંભવ છે. ભૂસ્તરશાસ્ત્ર એટલે પૃથ્વીનાં પડનું શાસ્ત્ર. જમીનને ખોદી, એનાં જુદાં જુદાં પડો તપાસી, પૃથ્વીની રચના ઉપર વિચાર કરી આ શાસ્ત્ર રચાયું છે, એટલે તેની કલ્પનાઓ ઉટાંગ તો ન જ હોય; પણ તે વખતનો ઇતિહાસ આપણી પાસે નથી. આપણે તો આપણા દેશના વ્યવસ્થિત ઇતિહાસથી, એટલે કે રાજકીય અને સામાજિક સ્થિતિ વ્યવસ્થિત રીતે ચાલતી હતી તે વખતના ઇતિહાસથી શરૂ કરીશું.

સમુદ્રમાં રહેનાર માછલીઓનાં હાડકાં આજે પણ હિમાલયમાં જડી આવે છે. હિમાલયની રચના જોતાં તે પર્વતની ઉમર બીજા પર્વતોના પ્રમાણમાં નાની બાળક જેવી લાગે છે. હિમાલય સૌથી ઉંચો છતાં તે બાળક છે, અને આપણો અરવલ્લી પર્વત પ્રમાણમાં વધુ નાનો છે છતાં તે ભારતવર્ષના બધા પહાડોમાં જૂનો ડોસો છે.

કાશ્મીરની ખીણ એ એક વખતે એક ભારે સરોવર હતું, એ આજે પણ બારીકીથી નિહાળનારને સ્પષ્ટ દેખાય તેવું છે ભૂસ્તરશાસ્ત્રીઓને તેવાં પ્રમાણો ત્યાં જડ્યાં છે.

આપણાં પુરાણોમાં પણ લખ્યું છે કે કાશ્મીર એ પ્રથમ સતીસર હતું. પાર્વતી ત્યાં વિહાર કરતાં. એ સરોવરમાં ઘણા રાક્ષસો આવીને રહ્યા એટલે કાશ્યપ ઋષિએ વરાહમૂળ ( આજનું બારામુલ્લા ) પાસે એ સરોવરને તોડી નાખ્યું અને તેમાંથી વિતસ્થા નદી પેદા થઇ. વિતસ્થા એટલે આજની જેલમ.

દક્ષિણ તરફ જમીન ખોદતાં બહુ જ ઉંડાણમાં માણસોનાં હાડકાં અને ખોપરીઓ મળે છે, જે હિંદુસ્તાનના આજના લોકોની ખોપરીઓ તથા હાડકાં સાથે મળતાં આવતાં નથી. પણ આફ્રિકાના લોકોનાં હાડકાં તથા ખોપરીઓ સાથે વધારે મળે છે. હાથી અને બીજાં પ્રાણીઓનાં જુનાં હાડકાં પણ એ જ રીતે મળતાં આવે છે. અને દક્ષિણથી માડાગાસ્કર સુધીનો અરબી સમુદ્ર છીછરો છે, આ ઉપરથી અનુમાન બાંધેલું છે કે દક્ષિણ અને હિમાલય તરફના મુલકનો સંબંધ પાછળથી બંધાએલો છે.

પુરાણોમાં એક જુનો શ્લોક છે જેની અંદર કુલપર્વતોનાં નામો આવી ગયાં છે. કુલપર્વતો એટલે ખંડના કાંઠા ઉપરના પર્વતો હોવા જોઇએ.

**महेन्द्रो मलयः सह्यः शुक्तिमान् ऋक्षपर्वतः ।**
**विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ॥**

મહેન્દ્ર એટલે ઉત્કલ પ્રાન્તમાં આવેલી ટેકરીઓ. મલય તે દક્ષિણ તરફનો પહાડ. નીલગિરિ એમાં જ આવી જાય છે. સહ્ય તે સહ્યાદ્રી અથવા પશ્ચિમઘાટ. શુક્તિમાન

એ આપણા ગીરના ડુંગરો. ઋક્ષ એ હાલા અથવા કરતાર. વિન્ધ્યનું નામ તો હજી એનું એ જ છે, અને પારિયાત્ર એટલે અરવલ્લી એમ મનાય છે. આ નામોમાં સહેજ મતભેદ તો છે જ. પણ આ દક્ષિણનો મુલક એક વખતે એક ભારે બેટ કે ખંડ હોવાનો સંભવ આ શ્લોક ઉપરથી લાગે છે.

પહાડમાંથી નદીઓ પાણી જ લઇ આવે છે એમ નથી. પાણી સાથે રેતી અને માટી પણ લઇ આવે છે અને તે પોતાના મુખ તરફ અને બન્ને બાજુએ ફેલાવી દે છે. આમ ધીમે ધીમે નદીના મુખ આગળનો ભાગ પૂરાઇને જમીન બનતી જાય છે. નકશામાં જનજો તો સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા, મહાનદી, કૃષ્ણા, કાવેરી, ઐરાવતી—એમનાં મુખો આગળ આ જ રીતે જમીન બનેલી દેખાશે. આ કાંપવાળી જમીન બહુ જ ફળદ્રુપ હોય છે. વળી નદીનો પ્રવાહ આવજાને માટે સગવડભરેલો હોય છે. આથી માણસો સ્વાભાવિક રીતે નદીને કાંઠે જ રહેવાનું વધારે પસંદ કરે છે. તેથી જ આપણા લોકો નદીને માતા કહી સંબોધે છે. હિંદુ લોકો પોતાને ગંગાપુત્ર માને છે. રોજ ન્હાતી વખતે

**गंगे च यमुने चैव गोदावरि सरस्वति।**
**नर्मदे सिन्धु कावेरि जलेस्मिन् सन्निधिं कुरु॥**

એમ બોલી આપણે હિંદુસ્તાનના ઇતિહાસમાં નદીઓનું મહત્ત્વ કેટલું છે એ બતાવીએ છીએ. આપણે હિંદુસ્તાનના નદી પરત્વે વિભાગ પાડીએ તો હિંદુસ્તાનનો જુનો ઇતિહાસ વધારે સારી રીતે સ્પષ્ટ થાય.

---

# પ્રકરણ ૨જું

## આદર્શ રાજા

હિંદુસ્તાનના સમાજની વ્યવસ્થિત કલ્પના આપણને રામાયણમાં જડે છે. આદિકવિ વાલ્મીકિએ આદર્શ રાજાનું ગુણવર્ણન કરવા ખાતર નારદ મુનિની આજ્ઞા પ્રમાણે રામાયણ રચ્યું. તેમાં આર્યલોકોના ગૃહધર્મ, સમાજધર્મ, રાજધર્મ, સદાચાર વગેરે વિષયની કલ્પનાઓ વાલ્મીકિએ એટલી બધી સુંદરતાથી આપેલી છે કે જોતજોતામાં એ ગ્રન્થને આર્યલોકોએ ધર્મગ્રન્થની મહત્તા આપી દીધી. હિન્દુજાતિનું જીવન ઘડવામાં કયા એક ગ્રન્થની ભારેમાં ભારે અસર થઈ છે એમ પૂછવામાં આવે તો રામાયણની, એ જ જવાબ આપવો પડે.

રામાયણ એટલે ઉત્તર હિંદુસ્તાનમાં સરયૂ નદીને કિનારે અયોધ્યામાં રાજ્ય કરનાર સૂર્યવંશી રાજા રામચંદ્રની કથા. રામચંદ્ર મિથિલા દેશના જનક રાજાની કુંવરી સીતા સાથે પરણ્યા. મિથિલા દેશ એટલે હાલનો ઉત્તર બિહાર પ્રાન્ત. જનકની રાજધાની હાલના દરભંગા પાસે જ હતી. પિતાની

આજ્ઞા મુજબ રામચંદ્રે રાજ્યકારભાર પોતાના ભાઈ ભરતને સોંપી દઈ વનવાસ ભોગવવા દક્ષિણ તરફ પ્રયાણ કર્યું. ભરતે રાજ્યપદ સ્વીકારવાની ના પાડી રાજાના પ્રતિનિધિ તરીકે રાજ્યનું ભરણ કર્યું. તે વખતે વિન્ધ્ય પર્વત ઓળંગી દક્ષિણ તરફ જનાર અગસ્ત્ય જેવા થોડા જ બ્રાહ્મણો હતા. હાલમાં મહારાષ્ટ્ર છે ત્યાં દંડકારણ્ય નામનું એક ભીષણ જંગલ હતું અને તેની અંદર ક્રૂર રાક્ષસો રહેતા હતા. એથીયે દક્ષિણમાં વાનરજાતિના લોકો રહેતા હતા. ત્યાં વાલિ અને સુગ્રીવ બે ભાઈઓ અંદરઅંદર લડતા હતા. અને છેક દક્ષિણમાં લંકામાં રાજા રાવણ રાજ્ય કરતો હતો. રાવણના સેનાપતિઓ મ્હોટી મ્હોટી સેનાઓ લઈ ભારતવર્ષ ઉપર ઘણીવાર આક્રમણ કરતા અને ધીમે ધીમે ઉત્તર તરફ ધસતા હતા. એ રાક્ષસી હુમલા સામે લડવા માટે વિશ્વામિત્ર નામના ક્ષત્રિય ઋષિએ સૂર્યવંશના રાજા રામચંદ્રની યોજના કરી હતી. તે દિવસથી જ સૂર્યવંશી રાજાઓનું રાવણ સાથે યુદ્ધ થશે એમ બધાંને લાગતું હતું. રામચંદ્ર વનવાસમાં નીકળ્યા ત્યારે તેમણે રાવણની સેના સાથે યુદ્ધ શરૂ કર્યું. રાવણે છળ-કપટથી સીતાનું હરણ કર્યું. તેથી તો આ સંગ્રામ વધારે તીવ્ર બન્યો. રામે દક્ષિણ હિંદુસ્તાનની વાનર

જેવી બધી જાતિઓની સાહાય્ય મેળવી અને લંકા ઉપર ચઢાઈ કરી. રાવણ અને તેનો ભાઈ કુંભકર્ણ મરાયા. રામને રાજ્યલોભ ન હતો. તેમને તો દુષ્ટોનું દંડન કરવું હતું, એટલે તેમણે રાવણના ભાઈ વિભીષણને લંકાનું રાજ્ય સોંપી દીધું અને તેઓ અયોધ્યામાં પાછા આવી ધર્મ પ્રમાણે રાજ્ય કરવા લાગ્યા. પણ પારકા ઘરમાં રહેલી સીતાનો રામે સ્વીકાર કર્યો તે પ્રજાને રુચ્યું નહિ, એટલે રામે સીતાનો પણ ત્યાગ કર્યો. પછી અશ્વમેધ યજ્ઞ કરી આખા હિંદુસ્તાનમાં એકછત્ર રાજ્ય સ્થાપન કરી રામચન્દ્રે સર્વત્ર શાંતિ ફેલાવી અને આખરે પુત્રને રાજ્ય સોંપી દઈ સીતાના વિરહમાં દેહ છોડયો.

રામાયણમાં વાલ્મીકિએ આર્ય સમાજનો આદર્શ ચીતર્યો છે. એ આદર્શ કયા વખતનો છે એ આપણે કહી શકતા નથી, પણ તેની અસર આજ સુધી ટકી રહેલી છે એમાં શક નથી. હિંદુસ્તાનના દરેક સારા રાજાએ—પછી તે ગમે તે જાતિ કે ધર્મના હોય—તેણે રામનો જ આદર્શ પોતાની દષ્ટિ આગળ રાખેલો છે. જ્યારે જ્યારે દેશમાં અન્યાય અને અધર્મ ફેલાય છે ત્યારે ત્યારે લોક રામરાજ્યનું સ્મરણ કરે છે.

રાવણ એ અત્યંત સુધરેલો અને વિદ્વાન બ્રાહ્મણ રાજા હતો. પણ તે ધર્મભ્રષ્ટ, લોભી અને

અભિમાની હતો. આસુરી સંસ્કૃતિનો તે ઉપાસક હતો. રાવણે વેદના ખંડ પાઠયા એવી દંતકથા છે. એનો અર્થ એટલો જ હોઇ શકે કે અવ્યવસ્થિત વેદમંત્રોમાં તેણે વ્યવસ્થા આણી હશે. તે ભારે તપસ્વી હતો. અમુક દરજ્જે સંયમી હતો અને એનું રાજ્ય બહુ જ સુવ્યવસ્થિત હતું. એના નવ પ્રધાન અને એ પોતે, એમ દશમુખી સત્તા રાવણના રાજ્યમાં ચાલતી હતી. રાવણના રાજ્યમાં લંકાની સંપત્તિ એટલી બધી વધી પડી હતી કે લંકાને સોનાની જ નગરી કહેતાં. લંકામાં સોનાનો તો કોઇ ભાવ પણ પૂછતું ન હતું.

## અશ્વમેધ યજ્ઞ

અશ્વમેધ યજ્ઞ એ પ્રાચીન કાળમાં એક ભારે વસ્તુ હતી. જે રાજાને એમ થઇ આવે કે આખી પૃથ્વીને, એટલે કે આખા ભારતવર્ષને, એક વ્યવસ્થિત વલણ પોતે આપી શકશે તે અશ્વમેધ યજ્ઞ કરતો. જે રાજા અશ્વમેધ કરે તે આખા દેશનો ચક્રવર્તી સમ્રાટ્ ગણાતો. અશ્વમેધ યજ્ઞ રાજકીય સામ્રાજ્ય સ્થાપવાનો ઉપાય ન હતો, પણ આખા દેશમાં રાજ-સત્તા મારફત ધાર્મિક વ્યવસ્થા અને ધાર્મિક સામ્રાજ્ય સ્થાપવાનો તે આર્ય પ્રયત્ન હતો. જે રાજા દુષ્ટોનું દમન કરી સર્વત્ર આર્યધર્મ ચલાવી શકે તે જ ચક્રવર્તી ગણાય. આવા રાજાના મિત્રો તો તેનું ચક્રવર્તીપણું સ્વેચ્છાથી સ્વીકારે.

કે રાજાઓને તેની એ શક્તિ વિષે શંકા હોય અથવા જેઓ આર્યધર્મ પ્રમાણે ન ચાલતા હોય એવા અભિમાની કે દુર્જન રાજાઓ તે યજ્ઞનો વિરોધ કરતા અને પછી અશ્વમેધ કરનાર રાજાને તેમની સાથે લડી પોતાની યોગ્યતા સિદ્ધ કરી બતાવવી પડતી.

પોતાની આણ બધે વર્તે છે એ સિદ્ધ કરવા ખાતર અશ્વમેધ કરનાર રાજા એક પાણીદાર ઘોડાને છૂટો મૂકે અને પોતે યજ્ઞની દીક્ષા લઇ ઘણાં વ્રતો પાળે. ઘોડો આખા દેશમાં ગમે ત્યાં છૂટથી ફરે. એનું રક્ષણ કરવા એક મોટી સેના એની પાછળ પાછળ જાય. જેને રાજાનો વિરોધ કરવો હોય તે તે ઘોડાને પકડી બાંધી રાખે. પછી આ મહાસેના તે રાજા સાથે લડી ઘોડાને છોડાવી લઇ આવે. ઘોડો ચારે દિશા ફરી વળે એટલે મહા ઉત્સવ સાથે તે અશ્વનો યજ્ઞ કરવામાં આવે. દેશદેશાન્તરના રાજાઓ પાસેથી મેળવેલું ધન ચક્રવર્તી રાજા ધર્મકાર્ય તથા લોકહિતને માટે ખર્ચી નાંખે. આવો અશ્વમેધ યજ્ઞનો વિધિ છે.

## આસુરી સંસ્કૃતિ

રાવણરાજ્યમાં આસુરી સંસ્કૃતિ હતી એનો અર્થ એ નથી કે ત્યાં બેબંધ બાદશાહી હતી. આસુરી સંસ્કૃતિમાં પણ રાજ્યબંધારણ વ્યવસ્થિત જ હોય. વેપાર સારી પેઠે ચાલે. રાજ્યનું દરેક ખાતું પોતાનું કામ કુશળતાથી ચલાવે. ધનધાન્યની સમૃદ્ધિ પણ હોય અને

કેટલાક લોકો તો બહુ જ સુખી પણ હોય. આસુરી સંસ્કૃતિનો હેતુ તો એનો અંધસ્વાર્થ હોય છે. આસુરી સંસ્કૃતિના રાજાઓ દુનિયાનું ભલું શામાં રહેલું છે એનો વિચાર કરતા નથી. દુનિયામાં જે કાંઇ સારૂં હોય તે પોતાને જ મળે, આખી દુનિયા પોતાને જ વશ રહે એવો તેમનો હમેશનો આશય હોય છે. અત્યંત સ્વાર્થી હોવાથી તેમને દુનિયામાં બધે શત્રુતા જ દેખાય છે અને તેથી પડોશીઓ સાથે લડી તેમનો નાશ કરવા અથવા તેમને પોતાના દાસ કરવા મથે છે. એવાઓનું વર્ણન ભગવદ્‌ગીતામાં યથાર્થ રીતે કર્યું છેઃ—

"એ આસુરી લોક સર્વ જગતને અસત્ય, નિરાધાર અને પરમેશ્વર વિનાનું માને છે. મનુષ્યના વિષયોપભોગ સિવાય તેનો બીજો શો હેતુ હોઇ શકે, એમ તેઓ કહે છે. આવા પ્રકારની દૃષ્ટિ સ્વીકારી અલ્પ બુદ્ધિના આ નષ્ટાત્મા અને દુષ્ટ લોકો ક્રૂર કર્મોનું આચરણ કરી જગતનો ક્ષય કરવાને ઉત્પન્ન થાય છે. કદીપણ તૃપ્ત ન થનાર એવી વાસનાઓનો આશ્રય કરી દંભ, માન અને મદથી ભરાઇ ગયેલા આ આસુરી લોકો મોહથી ખરાખોટા વિચારો, એટલે ઢંગધડા વિનાની કલ્પનાઓ મનમાં કરીને અપવિત્ર કામો કરવામાં પ્રવૃત્ત થાય છે, તેમજ આમરણાન્ત સુખોપભોગની અગણિત ચિંતામાં ગ્રસ્ત, કામોપભોગમાં દટાઇ ગયેલા અને તે જ કાર્ય તે સર્વસ્વ છે એવું નિશ્ચયપૂર્વક માનનારા સેંકડો આશાપાશથી બદ્ધ થયેલા, કામભોગને માટે અન્યાયે કરી પુષ્કળ ધનસંચય કરવાની હાયહાય રાખે છે. આજે મેં આ મેળવ્યું, કાલે પેલો મનોરથ હું પ્રાપ્ત કરીશ, આટલું ધન મારી પાસે છે અને હવે આટલું

મને મળશે; આ શત્રુને મેં માર્યો અને બીજાઓને પણ હું મારીશ; હું ઈશ્વર છું, હું જ ઉપભોગ લેનારો, હું જ સમર્થ, બલવાન અને સુખી, હું સંપન્ન, હું જ કુલવાન; મારા સમાન બીજો કોણ છે?—આ પ્રમાણે અજ્ઞાનથી મોહ પામેલા, મોહની જાળમાં ફસાઈ ગયેલા એ આસુરી લોકો ગંદા એવા નરકમાં પડે છે.†

†શ્રીમદ્ ભગવદ્ગીતા—અધ્યાય ૧૬, શ્લોક ૮ થી ૧૬.

# પ્રકરણ ૩જું

---

## આર્ય સંસ્કૃતિનાં મૂળ

રાવણે જે વેદના ખંડ કર્યા તે વેદો છે શું એ જાણવું જોઇએ. વેદ એ દુનિયામાં જૂનામાં જૂનો ગ્રન્થ છે. આપણા ઋષિમુનિઓને ધ્યાનમાં જે ઈશ્વર સંબંધી જ્ઞાન સ્ફુર્યું તે તેમણે તે વખતની લૌકિક ભાષામાં અને તે વખતની કથાઓ અને માન્યતાઓમાં ગોઠવી દીધું છે. તેને જ વેદ કહે છે. આ વેદમાં ઈન્દ્ર, મિત્ર, વરુણ, સવિતા, અર્યમા, વિષ્ણુ, ઉષા, અગ્નિ, દ્યાવાપૃથિવી, સોમ, રુદ્ર, મરુત , અશ્વિની વગેરે અનેક રૂપે પ્રગટ થનાર ઈશ્વરની અનેક જાતની પ્રાર્થનાઓ છે. આપણા ધર્મોનાં બધાં તત્ત્વોનું મૂળ એ વેદમાં છે. પુરાણોની કેટલીક વાર્તાઓનું મૂળ પણ વેદમાં મળી આવે છે. વેદમાં જુનામાં જુનો ઈતિહાસ પણ જડે છે. યજ્ઞ કરનાર આર્ય લોકોને દસ્યુ જોડે લડવું પડયું હતું. સુદા નામનો એક પરાક્રમી રાજા તે વખતે હતો. ભરત અને ત્રિટ્સુ નામની બે ટોળીઓ અંદરઅંદર લડતી. દાશરાજ્ઞ નામનું એક ભારે યુદ્ધ તે વખતે થયેલું. વેદોમાં

જે પ્રદેશનું વર્ણન આવે છે તે ઘણે ભાગે હાલનો પંજાબ છે. પુરુષસૂક્ત, નાસદીયસૂક્ત વગેરે સૂક્તોમાં વેદકાલીન ધાર્મિક, રાજકીય અને સામાજિક કલ્પનાઓ આપણને જડી આવે છે. તે વખતની મરણ વિષેની અને યમરાજ વિષેની કલ્પના આજના કરતાં કેટલીયે સારી હતી.

વેદ એ આર્યજાતિનો પ્રથમ ગ્રન્થ હોવાથી આર્યસંસ્કૃતિના હરેક અંગનું મૂળ સૂક્ષ્મરૂપે તેમાં જડી આવે છે.

વેદ ચાર છે. ઋગ્વેદમાં વેદના મંત્રો ઋષિ અને દેવતા પ્રમાણે ગોઠવાયલા છે. યજુર્વેદની રચના યજ્ઞને અનુકૂળ કરવામાં આવી છે. સામન્ એટલે ગાયન. સામવેદની રચના ગાયનને અનુકૂળ છે. ચોથો વેદ અથર્વ. તેમાં પરચુરણ વસ્તુઓ છે. સિદ્ધિ મેળવવાના અનેક જાતના મંત્રો, સમાજ-વ્યવસ્થાના નિયમો વગેરે ઘણી વસ્તુઓ અથર્વ વેદમાં છે. વેદનું રક્ષણ કરવા માટે તેની શાખાઓ પાડી. હરેક શાખા જીવતી રાખવાની ફરજ અમુક કુટુંબો ઉપર નાંખવામાં આવી હતી. આ રીતે હજારો વર્ષ થયાં એક અક્ષરનું પણ સ્ખલન થયા વગર વેદની ઋચાઓ સુરક્ષિત રાખવામાં આવી છે.

યજુર્વેદ અને સામવેદમાં ઘણે ભાગે ઋગ્વેદની જ ઋચાઓ છે, છતાં ચારે વેદ મળીને વાલ્મીકિ રામાયણ કરતાં ન્હાનો ગ્રન્થ છે. ઋગ્વેદમાં એક હજાર કરતાં સ્હેજ વધારે સૂક્તો એટલે ગાયનો છે. તેમાં દધીચિ ઋષિ, શુનઃશેપ અને હરિશ્ચંદ્ર વગેરેની કથાઓ બહુ જ રોચક અને મહત્ત્વપૂર્ણ છે.

વેદ ઉપરથી જ લોકમાન્ય તિલકે એમ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો છે કે આર્યલોકો પ્રથમ ઉત્તર ધ્રુવ તરફ વસતા હતા અને તે કાળ આજથી લગભગ ૧૨,૦૦૦ વર્ષ પર્યંતનો હોવો જોઇએ.

વેદકાળમાં લોકો ખેતી અને વણાટ જાણતા તો હતા જ, પણ ઘણા લોકો ગાયોનાં ટોળાં લઇને ફરતા હતા એમ લાગે છે. ગોત્ર, ગોપુર વગેરે શબ્દો એ જ વખતના લાગે છે. વેદકાળથી જ ચાતુર્વર્ણ્યની કાંઇપણ વ્યવસ્થા હોવી જ જોઇએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ચારે વિરાટ્ પુરુષના અનુક્રમે મુખ, બાહુ, સાથળ અને પગમાંથી પેદા થયા એવું વર્ણન પુરુષસૂક્તમાં છે.

---

# પ્રકરણ ૪ થું

## આર્ય સંસ્કૃતિનો આધાર

હિન્દુધર્મને વેદધર્મ પણ કહે છે. વેદ એ દુનિયામાં જૂનામાં જૂનો અને અત્યંત મહત્ત્વનો ગ્રન્થ છે. વેદમાં ઇન્દ્ર, મિત્ર, વરુણ, દ્યાવાપૃથિવી, ઉષા, સવિતા, રુદ્ર વગેરે ઇશ્વરનાં અનેક રૂપોનું વર્ણન અને સ્તુતિ છે. આ બધા મંત્રો ઋષિઓ ધ્યાનમાં બેઠા હતા ત્યારે તેમને સ્ફુરેલા હતા. વેદની અંદર હિન્દુ ધર્મનાં બધાં તત્ત્વોનું મૂળ છે. કેટલાક મંત્રોમાં સરસ કાવ્ય છે. વેદ ચાર છે. ઋગ્વેદમાં ઘણે ભાગે સ્તુતિના જ મંત્રો છે. યજુર્વેદમાં યજ્ઞનું પ્રકરણ છે. સામવેદમાં આપણું જૂનું ગાયન છે. અથર્વ વેદમાં પરચુરણ ઘણી વસ્તુઓ છે.

આ વેદમાંથી જ બ્રાહ્મણ કરીને એક બીજો ભાગ પેદા થયો. બ્રાહ્મણ એ અમુક જાતના ગ્રન્થોનું નામ છે. બ્રાહ્મણોમાં યજ્ઞ સંબંધી અને ધર્મતત્ત્વ સંબંધી લાંબી લાંબી ચર્ચા છે.

બ્રાહ્મણોમાંથી જ ઉપનિષદો પેદા થયાં. ઉપનિષદોમાં હિન્દુધર્મની બધી ઉદાત્ત કલ્પનાઓ અને

વિશાળ તત્ત્વો આવી ગયેલાં છે. ઉપનિષદોમાં કેટલાક ગુરુશિષ્ય વચ્ચેના સંવાદો બહુ જ સુંદર છે. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે આ ઉપનિષદોનું જ દૂધ દોહીને મૂકયું છે. (શાહજહાનના મોટા દીકરા દારાએ આ ઉપનિષદોનો ફારસીમાં અનુવાદ કર્યો હતો.) ઉપનિષદો પછી અધ્યયન અને અધ્યાપન ખૂબ વધ્યું, એટલે સ્મરણશક્તિ ઉપર વધારે બોજો પડવા માંડયો. તેથી સૂત્રગ્રન્થો નિર્માયા. સૂત્રગ્રન્થોમાં ઘણી માહિતી ધ્યાનમાં રહે એ રીતે ટુંકાં ટુંકાં વાકયો બનાવેલાં છે, પણ તેનો અર્થ કરવાની કુંચી ગુરુ પાસેથી મળી હોય તો જ સૂત્રગ્રન્થોનો ઉપયોગ થઈ શકે છે. એ કુંચી અને સૂત્રોનું વિવરણ વિદ્વાન આચાર્યોએ પોતાનાં ભાષ્યોમાં આપેલું છે. જેમ ફલપ્રાપ્તિને માટે યજ્ઞવિધિ બહુ જ ચોકસ રીતે કરવાનો આગ્રહ વધ્યો તેમ જીંદગીની દરેક વસ્તુ પણ નિયમસર અને ધર્મ પ્રમાણે લોકો કરવા લાગ્યા. બ્રાહ્મણે કેવી રીતે વર્તવું, ક્ષત્રિયની ફરજ શી છે, વૈશ્યોનો ધર્મ શો છે અને શૂદ્રોએ કઈ મર્યાદામાં રહેવું એ બધું વિગતવાર લખવામાં આવ્યું. માણસ શું ખાય, શું ન ખાય, શું પહેરે, એકબીજા સાથે કેવી રીતે વર્તે, જીંદગીના મુખ્ય મુખ્ય પ્રસંગોમાં કયા સંસ્કારો કરે વગેરે બધી વિગતોના નિયમો રચવામાં આવ્યા.

આ નિયમોને સ્મૃતિ કહે છે કેમકે મુનિઓએ જૂના વખતના આચારનું સ્મરણ કરી આ સ્મૃતિઓ લખી છે. સ્મૃતિઓમાં મનુસ્મૃતિ અને યાજ્ઞવાલ્ક્યસ્મૃતિ મોટી છે. વેદના મંત્રો દેવતા પાસેથી સાંભળેલા એટલે તેમને શ્રુતિ કહે છે. બ્રાહ્મણો અને ઉપનિષદો પણ શ્રુતિમાં જ ગણાય છે.

જેમ આચારની વ્યવસ્થા સ્મૃતિઓમાં થઇ તેમ ધાર્મિક અને તાત્ત્વિક વિચારની વ્યવસ્થા દર્શનોમાં થઇ છે. આત્માનું દર્શન કરવા માટે આ ગ્રંથો ઉપયોગી છે એમ જાણી આ ગ્રન્થોને જ દર્શનો કહેવા લાગ્યા. દર્શનો છ છે. જે દર્શનો વેદને મહત્ત્વ આપતાં નથી તેમને નાસ્તિક દર્શનો કહે છે. તે જુદાં જ છે. જે વેદાન્ત વિષે આપણે ઘણું સાંભળીએ છીએ તે આ છ દર્શનોમાંનું એક છે. નાસ્તિક દર્શનોમાં જૈન દર્શન આવી જાય છે. જૈનો વેદને માનતા નથી એટલા જ માટે તેમને અહીં નાસ્તિક કહેલા છે. આજે તો નાસ્તિક શબ્દ જુદા જ અર્થમાં વપરાય છે. જે ઇશ્વરને કે ધર્મને નથી માનતો તે નાસ્તિક એ આજનો અર્થ છે. જૈન દર્શનને નાસ્તિક કહેવામાં એ અર્થ નથી.

દરેક ધર્મ સાથે ધાર્મિક વાર્તાઓ તો હોય જ. વાર્તા દ્વારા ધર્મના બધા સિદ્ધાન્તો, પ્રસંગો, ધર્મ-

સંકટો, પરંપરા બધું અપાય છે. આવી વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવેલો છે. સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને તામ્રમુખી (ગોરા) લોકોના હિંદુસ્તાનમાં આવવા સુધીની બધી વસ્તુઓ આ પુરાણોમાં છે. પુરાણકારોએ પુરાણોમાં કશું મૂકવાનું બાકી રાખ્યું નથી. પુરાણો ૧૮ છે. ઉપપુરાણ પણ એટલાં જ છે. રામાયણ મહાભારત એ પુરાણોથી જુદાં જ છે. તે ઇતિહાસમાં સમાય છે.

આજનો હિંદુ ધર્મ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ પ્રમાણે ચાલે છે. તેથી તેને શ્રુતિસ્મૃતિપુરાણોક્ત ધર્મ કહે છે. આગમ અથવા તંત્ર કરીને એક જુદો ધર્મસંગ્રહ છે. તે પણ ધર્મગ્રન્થમાં જ મનાય છે. બંગાળ, નેપાળ, કાશ્મીર તરફ તંત્રોનું માહાત્મ્ય વધારે છે, જો કે તંત્રની અસર હિંદુ ધર્મ પર બધે જ છે. આ તંત્રમાંના કેટલાક વિધિઓ ફેંકી દેવા જેવા છે.

---

# પ્રકરણ ૫મું

---

## મહાભારત

ઉપનિષદ્કાળના ગુરુશિષ્યના સંવાદ અને સાદી રહેણી પછી આપણને મધ્યદેશનાં અને હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થનાં મહારાજ્યોનું દર્શન થાય છે. હસ્તિનાપુરના રાજા શાન્તનુને ઘરડે ઘડપણ બીજી વાર પરણવાનો મોહ થયો અને તે પણ એક માછીની છોકરી સાથે; અને અહીંથી જ મહાભારતની દુર્દશાની શરૂઆત થઇ. પિતાની ઇચ્છા બર લાવવા માટે ભીષ્મે બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લીધી અને રાજ-પદનો ત્યાગ કરી પોતાનાથી બનતી રાજસેવા કરવાનું વ્રત લીધું. શાન્તનુ પછીના રાજા સારા નીપજ્યા જ નહિ. વિચિત્રવીર્ય બહુ ન્હાની ઉમરમાં મરી ગયો. ધૃતરાષ્ટ્ર જન્મથી આંધળો હતો અને પાંડુ પાંડુરોગથી ગુજરી ગયો અને રાજ્ય માટે ધૃતરાષ્ટ્રના દીકરાઓ અને પાંડુના દીકરાઓ વચ્ચે ઝઘડો શરૂ થયો. દુર્યોધને અનેક રીતે કપટ રચ્યું અને દરેક વખતે પાંડવો તે જાળમાં ફસાયા. વિદુર અને શ્રીકૃષ્ણ તેમની મદદમાં હતા તેથી દરેક વખતે તેઓ જાળ-માંથી ઉગરી જતા. આખરે યુધિષ્ઠિર દુર્યોધન સાથે

દ્યૂત રમવા તૈયાર થયો તેમાં હાર્યો. પાંચ જણની સ્ત્રી દ્રૌપદી પણ એણે હોડમાં મૂકીને ખોઈ. અન્તે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ પૂરો કરી એમને એમનું રાજ્ય પાછું મળે એવી શરત નક્કી થઈ. બાર વર્ષ તો સહેલાઇથી નીકળી ગયાં. તેરમે વરસે પાંડવો વિરાટ નગરીમાં ગુપ્ત રીતે રહ્યા. અજ્ઞાતવાસનું વર્ષ માંડ પૂરૂં થયું હશે એટલામાં ક્ષાત્રધર્મને અનુસરીને ગાયોનું રક્ષણ કરવા પાંડવોને પ્રગટ થવું પડયું. વર્ષ પૂરૂં થયું કે નહિ એ વિષે વાદ ચાલ્યો. ચંદ્રની ગતિ પ્રમાણે વર્ષ ગણવું કે સૂર્યની ગતિ પ્રમાણે એની ચર્ચા ચાલી અને અન્તે રણનું શરણ લેવાનું નક્કી થયું. આ ભારતીય યુદ્ધમાં ભારતવર્ષના લગભગ બધા જ રાજાઓ સામેલ થયા હતા. બન્ને પક્ષની મળીને ૧૮ અક્ષોહિણી ચતુરંગ સેના કુરુક્ષેત્ર ઉપર જમા થઈ. અઢાર દિવસ સુધી યુદ્ધ ચાલ્યું અને આખરે બન્ને પક્ષનાં મળીને માણસ બચ્યાં. પાંડવો જીત્યા, પણ યુધિષ્ઠિરને હાથ ઘસીને કહેવું પડયું કે આ જય પરાજય કરતાં પણ વિષમ છે. અધર્મનો સડો ખૂબ જામ્યો હતો. ધર્મ વિષેની દલીલબાજીમાં દરેક જણ પ્રવીણ હતો. મહાભારત યુદ્ધમાંથી બચી ગયેલા કાઠિયાવાડના

યાદવો ઉન્મત્ત થયા અને આપસમાં લડવા લાગ્યા. આખરે ત્યાં પણ જાદવાસ્થળી જામી અને સંહારનું કાર્ય પૂરૂં થયું. ત્યારપછી પરિક્ષિતનું રાજ્ય શરૂ થયું. તક્ષક નામના નાગ રાજાએ તેના ઉપર હુમલો કરી તેનો વધ કર્યો. અર્જુને ખાંડવવન બાળી નાગકુળનો ઉચ્છેદ કર્યો હતો તેનો આ બદલો હતો. પરિક્ષિત પછી જન્મેજયે નાગલોકો સામે વેર વાળવાનું સત્ર શરૂ કર્યું. હિંસા અને પ્રતિહિંસા જોરથી ચાલી. પણ નાગકન્યાના ઉદરમાં જન્મેલા આસ્તિક નામના એક બ્રાહ્મણની દરમ્યાનગીરીથી આ વિગ્રહ શમ્યો અને વિગ્રહથી અકળાઇ ગયેલી ભારતભૂમિને આખરે શાન્તિ મળી. ત્યાર પછી શું થયું તેનો ચોક્કસ ઇતિહાસ જડતો નથી. પણ વેરથી વેર શમતું નથી, ક્ષમાથી જ વેર શમી જાય છે, એટલો પાઠ ભારતભૂમિ ભારતીય યુદ્ધ, યાદવાસ્થળી અને સર્પસત્રથી શીખી ગઇ એમ કહીએ તો ચાલે.

આ ભારતીય યુદ્ધના વખતના જ કૃષ્ણદ્વૈપાયને (એમને જ વેદવ્યાસ કહે છે) એ યુદ્ધનું અને તે વખતનું સંપૂર્ણ વર્ણન જય અથવા મહાભારત નામના મહાભારત ગ્રંથમાં લખી રાખ્યું છે. મહાભારત દુનિયામાં મ્હોટામાં મ્હોટા ગ્રન્થોમાંનો

એક છે. વ્યાસે જે સ્વરૂપમાં એ લખ્યો હશે તે જ સ્વરૂપમાં તો આપણી પાસે આજે તે નથી. આ મહાન રાષ્ટ્રીય ગ્રંથનાં રાષ્ટ્રીય સંસ્કરણો અનેક વાર થયાં છે.

રામાયણમાં ભારતવર્ષનો આદર્શ ચિતરેલો છે, મહાભારતમાં અનેક સારી અને નરસી વાસનાઓથી પીડિત મહાન જનસમુદાયનો યથાર્થ ચિતાર ચિતરેલો છે. કોઈ ઋષિ ‘અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં અમને લઈ જા’ એવી પ્રાર્થના કરવાને બદલે જો એમ કહે કે ‘મહાભારતમાંથી અમને રામાયણમાં લઈ જા’ તો તે અયોગ્ય ન ગણાય. હિંદુસ્તાનના અસંખ્ય પહાડોમાં જેમ હિમાલય પોતાની ઉત્તુંગતાથી જુદો પડે છે તેમ મહાભારતમાં શ્રીકૃષ્ણ અને ભીષ્મ બે જુદા પડે છે. બન્ને ઘટના-જાળના સૂત્રધાર હોવા છતાં પરિણામ વિષે બેપરવા છે. આખું મહાભારત યુદ્ધ એમને માટે તો છોકરાંની રમત જેવું લાગે છે. ભીષ્માચાર્ય વિરુદ્ધ પક્ષના સૂત્રધાર હોવા છતાં શ્રીકૃષ્ણના પરમ ભક્ત છે. તેઓ અત્યંત સ્વાર્થત્યાગી, પ્રતિજ્ઞાનિષ્ઠ, બ્રહ્મચારી અને તપસ્વી છે. છતાં ઉપકારબદ્ધ થવાથી એ પોતાનો પક્ષ અસત્ પક્ષ છે એમ જાણતા છતાં

છોડી શકતા નથી. **अर्थस्य पुरुषो दासः।** એવું દીન વચન કહી તેમને પોતાના આચરણનું સમર્થન કરવું પડે છે, જ્યારે શ્રીકૃષ્ણ કશી જવાબદારી સ્વીકારતા જ નથી. તેઓ બધું પરિણામ પહેલેથી જ જાણે છે. ભીષ્મ અર્થના દાસ છે ત્યારે શ્રીકૃષ્ણ પ્રેમભક્તિના વેચાણ છે. ભીષ્મની કર્તવ્યનિષ્ઠા અલૌકિક છે. શ્રીકૃષ્ણની અનાસક્તિ દૈવી છે. ભીષ્માચાર્યે નિષ્કામ કર્મ આચર્યું અને ફળની બધી ગોઠવણ ઐશ્વર્યભાવે શ્રીકૃષ્ણે કરી.

રામાયણની સીતા અને મહાભારતની દ્રૌપદી એમના સ્વરૂપની માફક સ્વભાવમાં પણ વિરોધી છે, છતાં બન્ને સરખાં આદર્શ છે. સીતાનું સર્વાર્પણ આદર્શ છે, જ્યારે દ્રૌપદીની તેજસ્વિતા અનુકરણીય છે. તેથી જ શાસ્ત્રકારોએ બન્નેને એક જ શ્લોકમાં પાસે પાસે મૂકી પ્રાતઃસ્મરણીય કરેલાં છે.

મહાભારતનો સમય એટલે શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિર, જરાસંધ અને ભીમ, કર્ણ અને અર્જુનનો સમય. એ જ અરસામાં યવન અને નાગ લોકો પણ હિંદુસ્તાનમાં આવેલા. અફઘાનિસ્તાન અને તિબેટ સાથે કદાચ આજના કરતાં તે વખતે વધારે સંબંધ હશે. કુન્તી અને માદ્રી, દ્રૌપદી અને ગાંધારી, સત્યભામા અને રુક્મિણી, ઉત્તરા અને ચિત્રાંગદા

બધી દૂર દૂરની રાજકન્યકાઓ કુરુકુળમાં પરણેલી. કૌરવોનું રાજ્ય મધ્ય હિંદુસ્તાનમાં હતું. ઇન્દ્રપ્રસ્થ અને હસ્તિનાપુર એ તેમની રાજધાનીઓ હતી. દુર્યોધન અને યુધિષ્ઠિરના જન્મ પહેલાં જ આ કુરુકુળ સડી ગયેલું હતું એમ દેખાય છે.

જે સ્વરૂપમાં મહાભારત આપણી પાસે છે તે સ્વરૂપ ઇ. સ. ૪૦૦ની આસપાસ એટલે કે આજથી લગભગ દોઢ હજાર વર્ષ ઉપર નક્કી થયું હશે એમ વિદ્વાનોનું માનવું છે.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

---

## ભગવદ્‌ગીતા

કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર બન્ને સૈન્યો લડવા સજ્જ થયાં છે, હજી પણ કોઇને પોતાનો પક્ષ છોડી સામા પક્ષમાં ભળવું હોય તો તે ભળી શકે છે એવી છુટ આપનાર ઘોષણા યુધિષ્ઠિરે પોતે બન્ને સૈન્ય વચ્ચે ઉભા રહીને કરી છે, એવે પ્રસંગે પાંડવ-પક્ષના વીર અર્જુનને શંકા થઇ કે આપણે લડીએ છીએ એ ઠીક છે ખરૂં ? લડવામાં પુણ્ય છે કે પાપ ? સગાંવ્હાલાંને મારીને રાજ્ય કરવું એ યોગ્ય છે કે રાજ્યનો ત્યાગ કરી સંન્યાસ લઇએ એ યોગ્ય છે ? શ્રીકૃષ્ણ પોતે અર્જુનના સારથી તરીકે રથમાં બેઠા હતા. અર્જુન તેમને શરણ ગયો. કેટલો વિચિત્ર, કેટલો બારીક અને તે છતાં કેટલો સ્વાભાવિક પ્રસંગ ! જેના ઉપર આખી લડાઈનો મદાર તે જ જો છેલ્લી ઘડીએ આમ શસ્ત્ર ફેંકીને હું નથી લડતો એમ કહીને ઉભો રહે તો માણસ શું કરે ? ઉત્સાહના ચાર શબ્દથી અર્જુનને શૂરાતન ચ્હડે એમ ન હતું. તેથી શ્રીકૃષ્ણે અર્જુનને ધર્મનું

રહસ્ય સમજાવી અર્જુનને શું કરવું જોઇએ તે બતાવી દીધું. શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થએલો આ સંવાદ મહાભારતમાં અઢાર અધ્યાયમાં વર્ણવેલો છે. તેમાં કુલ ૭૦૦ શ્લોક છે. હિંદુ ધર્મનાં બધાં તત્ત્વો તેની અંદર બરાબર આવી જાય છે અને આ દુનિયામાં માણસે કેવી રીતે વર્તવું તેનું ભાન માણસને તેના ઉપરથી ઉત્તમ રીતે થાય છે, થ ભગવદ્ગીતા હિંદુ માત્રનું મ્હોટું ધર્મપુસ્તક બની ગયું છે. બધા જ પંથવાળા લોકો ભગવદ્ગીતા વિષે આદર રાખે છે. ગીતાજીનું ભાષાન્તર દુનિયાની બધી ભાષાઓમાં થયું છે અને દરેક દેશના લોકો તેનાં વખાણ કરે છે. હિંદુસ્તાનમાં તો ભગવદ્ગીતાનો અર્થ કરવાને એટલા બધા ગ્રંથ લખાયા છે કે તે બધા ભેગા કરીએ તો એક કબાટ ભરાય.

રાષ્ટ્રના જીવન ઉપર ભારેમાં ભારે અસર જેની થઇ હોય, પછી તે કોઇ રાષ્ટ્રીય પુરુષ હોય, રાષ્ટ્રીય ઘટના હોય કે રાષ્ટ્રીય ગ્રન્થ હોય, ઇતિહાસે તો તેની નોંધ લેવી જ જોઇએ. મહાભારતના વિસ્તીર્ણ મહાસાગરમાં ગીતા એક એવું રત્ન છે કે જેની અસર હિંદુ સમાજ ઉપર જ નહિ પણ હિંદુસ્તાન સાથે જે જે પ્રજાનો સંબંધ થયો છે તે તે પ્રજા ઉપર થતી આવી છે અને હજી પણ થશે. એ ગ્રન્થ હજી ઘરડો થતો જ નથી.

માણસનું કર્તવ્ય શું છે, ધર્મસંકટમાં માણસે કયો રસ્તો લેવો, શું કરવાથી માણસ કર્મ કરતો છતો તેથી નિરાળો રહી શકે તેની ચર્ચા આ ગ્રન્થમાં છે. વ્યક્તિ અને સમાજના જીવનનું રહસ્ય આધ્યાત્મિક દૃષ્ટિએ આમાં ચર્ચેલું છે. આપણાં શાસ્ત્રોમાં ભગવદ્ગીતાને શ્રીકૃષ્ણે દોહેલું ઉપનિષદોનું દૂધ કહેલું છે. જ્ઞાન, કર્મ, ભક્તિ, યોગ વગેરે બધા માર્ગોનાં મૂળતત્ત્વોની વ્યાવહારિક ચર્ચા કરી અર્જુન જેવા ક્ષત્રિયનું કર્તવ્ય શું છે એ તેને શ્રીકૃષ્ણે બતાવ્યું છે. અર્જુનની ખાતરી કરવા માટે શ્રીકૃષ્ણે પોતાનું કાળસ્વરૂપ અથવા વિશ્વરૂપ અર્જુન આગળ પ્રગટ કર્યું. આ વિશ્વરૂપ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળની એકત્ર કરેલી ઇતિહાસની મૂર્તિ. જેને આપણે ભાવિ, અદૃષ્ટ કહીએ છીએ તે ઇશ્વરની દૃષ્ટિએ વર્તમાન અને જ્ઞાત છે એમ અર્જુનને બતાવી દીધું અને તેમ છતાં તારી ઇચ્છા હોય તો લડ એમ કહી એને એના સ્વાતંત્ર્યનું ભાન કરી દીધું.

યુદ્ધમાં શ્રીકૃષ્ણ અર્જુનને પ્રેરી શક્યા તેથી આપણને શું? વેદવ્યાસે કૃષ્ણાર્જુનનો દિવ્ય સંવાદ દુનિયા આગળ ઇતિહાસ તરીકે નથી મૂક્યો પણ મનુષ્ય માત્રના હૃદયમાં વાસનારૂપી પ્રબળ શત્રુ સામે (**कामरूपं दुरासदम**) જે સનાતન યુદ્ધ ચાલે છે તેમાં માણસે નિરહંકાર થઈ કેવી રીતે લડવું (**युध्यस्व विगतज्वरः**) તે ધર્મરહસ્ય બતાવેલું છે; તેથી હૃદયમાં કે સમાજમાં જે દુર્વૃત્તિ હોય તેની સામે લડનાર દરેક યોદ્ધાનો ભગવદ્ગીતા એ ગુરુ-ઉપદેશ થઈ પડી છે.

# પ્રકરણ ૭મું

## સમાજરચના

### વર્ણવ્યવસ્થા

ગમે ત્યાં જઇએ તોપણ સમાજમાં જુદા જુદા ધંધા કરનાર જુદા જુદા લોકો મળી આવે છે. અને સામાન્ય રીતે કોઇ માણસ એક ધંધામાં બરાબર ફાવે એટલે એના દીકરાઓ પણ બનતા સુધી બાપનો જ ધંધો કરવાનું પસંદ કરે છે. એક જ ધંધાના લોકો અરસપરસ મળે ભળે એ પણ તેટલું જ સ્વાભાવિક છે, કેમકે તેમની રહેણીકરણી સરખી હોય છે. હિંદુ ધર્મમાં આ સ્થિતિને જ ચોક્કસ રૂપમાં મૂકી દઇ તેના નિયમો ઘડેલા છે. આ વ્યવસ્થાને વર્ણવ્યવસ્થા કહે છે. વર્ણવ્યવસ્થાનું જ આજનું સ્વરૂપ એ આપણી જુદી જુદી જ્ઞાતિઓ. માણસ જે ન્યાતમાં જન્મેલો હોય તે જ ન્યાતની રહેણી પ્રમાણે રહે, ન્યાત બદલી ન શકે. આવી મૂળ ન્યાતો અથવા વર્ણો ચાર છે. ધર્મશાસ્ત્ર અને વિદ્યા ભણે અને ભણાવે તથા દાન ઉપર પોતાનું ગુજરાન ચલાવે તે બ્રાહ્મણ. ક્ષત્રિયનું કામ પ્રજાનું રક્ષણ અને પાલન કરવાનું. વૈશ્ય ધન મેળવે,

વેપાર કરે, દાન કરે અને શૂદ્ર સેવા કરે, મજુરી કરે. પહેલા ત્રણ વર્ણને પોતાના ધંધા માટે ખાસ આવડત જોઇએ છે, એટલા માટે તેમને માટે વિદ્યાભ્યાસની જરૂર ગણેલી છે. તેમને જનોઇ આપી ગુરુ જરૂરી બધી વિદ્યા શીખવે. બ્રાહ્મણ બનતા સુધી દાન ઉપર જ ગુજરાન ચલાવે, તેમ ન બની શકે તો કોઇ ધંધો કરે, પણ 'કૂતરાની પેઠે' કોઇનો આશ્રિત થઇને કોઇ કાળે ન રહે એમ શાસ્ત્રમાં લખેલું છે. ક્ષત્રિય પ્રજાનું રક્ષણ કરતી વખતે પોતાના જાનની પણ દરકાર ન રાખે. ખુવાર થઇ જાય પણ પાછી પાની ન કરે. વૈશ્ય ડહાપણપૂર્વક સંપત્તિનો ઉપયોગ કરે, તેમાં વધારો કરે. બ્રાહ્મણને માટે આચારમાંથી ભ્રષ્ટ થવું, ક્ષત્રિયને માટે રણમાંથી ડરીને નાસી જવું અને વૈશ્યનું દેવાળું નીકળવું એ ત્રણેને માટે મોતથી પણ ભૂંડુ છે.

આ ચાર વર્ણમાંથી આચારના ભેદને લીધે, ધંધા પરત્વે તથા ભિન્ન ભિન્ન દેશમાં રહેવાથી અનેક જ્ઞાતિઓ બંધાઇ છે. અત્યારે તો અંદરના કુસંપથી પણ પેટાજ્ઞાતિઓ અને તડો ઉત્પન્ન થાય છે. ધર્મશાસ્ત્રમાં આવી અનેક જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓને સ્થાન નથી.

જંગલો ગમે તેમ ઉગે છે અને નદીઓ ગમે તેમ વહે છે પણ માણસ જ્યારે એકાદ વાડી કે ઉપવન તૈયાર કરે છે ત્યારે તે અમુક યોજના અને વ્યવસ્થાની સુંદરતા અને સગવડ મેળવી લે છે. કુદરતના કરતાં કાંઇપણ વિશેષ કરવાનો માણસનો આગ્રહ હોય છે.

સમાજમાં રહેવું એ મનુષ્યનો સ્વભાવ છે. કીડીઓ, મધમાખીઓ, હરણો, વરૂઓ અને પક્ષીઓ ટોળાબંધ રહે છે. મનુષ્ય પણ કાંઇ એક સમાજરચના કરીને જ રહે છે; પણ તેનામાં અનેક રીતે પ્રયોગ કરવાની ઇચ્છા રહેલી છે, તેથી તે પોતાનું જ્ઞાન, પોતાની પરિસ્થિતિ અને પોતાની ઇચ્છા પ્રમાણે સમાજરચનાને ચોક્કસ સ્વરૂપ આપે છે. આર્ય લોકોએ લગભગ શરૂઆતથી પોતાની એક ખાસ સમાજરચના ગોઠવી દીધી છે. એનું નામ વર્ણવ્યવસ્થા છે.

પુનર્જન્મ અને કર્મની કલ્પના ઉપર વર્ણવ્યવસ્થા ઉભેલી છે. માણસ જેવું કર્મ કરે છે અને જેવી વાસનાઓ કેળવે છે તેવું ફળ ભોગવવા અને તે વાસનાઓ તૃપ્ત કરવા મનુષ્યને અનુકૂળ પરિસ્થિતિમાં જન્મ મળે છે, એ આમાં મૂળભૂત કલ્પના છે. મનુષ્યની પરિસ્થિતિ કારણ વગર એટલે કે યદૃચ્છાથી પેદા થાય છે એમ નથી. નદીનું વહેણ કે પહાડની રચના જેમ કુદરતના કાનુનથી જ નક્કી થાય છે તેમ મનુષ્યનો જન્મ એનાં પૂર્વ કર્મ અને વાસના પ્રમાણે જ થાય છે. માટે તે જ પરિસ્થિતિ પોતાને માટે યોગ્ય છે એમ

સ્વીકારી ત્યાંથી ન્હડવાનો પોતાનો ધર્મ માણસ સ્વીકારી લે. ગમે તેવા અશાસ્ત્રીય અખતરાઓ ન કરે પણ પ્રાપ્ત થયેલી પરિસ્થિતિનો શ્રદ્ધા અને સમાધાનપૂર્વક ઉપયોગ કરે, એનું નામ વર્ણવ્યવસ્થા.

બીજી રીતે જોતાં મનુષ્ય જે પરિસ્થિતિમાં જન્મે છે તે પરિસ્થિતિની સગવડો અને મર્યાદાઓ એ જ તેને પહેલ-વહેલી કેળવણી આપે છે. પરિસ્થિતિથી જ માણસનો સ્વભાવ ઘડાય છે અને અપરિહાર્ય પરિસ્થિતિને સ્વીકારીને જ માણસ તેના ઉપર કાબુ મેળવી શકે છે. તેથી માણસને એની સામાજિક પરિસ્થિતિને અનુરૂપ કેળવણી મળવી જોઇએ. પરિસ્થિતિને અનુરૂપ તેના આદર્શો બંધાવા જોઇએ. એટલા માટે જ વર્ણવ્યવસ્થામાં સંસ્કારો નક્કી કરેલા છે.

હવે સામાજિક દૃષ્ટિએ તપાસીએ. ગમે તે માણસ ગમે તેવો ધંધો સ્વીકારે, ગમે તેવી રહેણી પસંદ કરે, સમાજમાં હમેશાં વ્યવસ્થા વગરની હરિફાઇ ચાલે તો સમાજ ન્હડે નહિ, સમાજમાં શાન્તિ સચવાય નહિ, કલહની દશા અને તેથી પેદા થતી હીન સંસ્કૃતિ હમેશાં પ્રવર્તે. તે અટકાવવાનું માણસે સમાજનો ઉદ્દેશ અને તે પાર પાડવાની સમાજ-વ્યવસ્થા પહેલેથી નક્કી કરી હોય, દરેકનો ધંધો એની પરિસ્થિતિ પરથી જ નક્કી થયેલો હોય, હરિફાઇ ધનના ઢગલા ઉસેડવાની નહિ પણ પોતાના કામમાં પૂર્ણતા મેળવવાની હોય અને બધાને જ શાન્તિથી અને ચિન્તા વગર જીવવાની ખાતરી રહે એમ હોય તો જ બની શકે. વર્ણવ્યવસ્થા આ બધું

પોતાની ટમે કરવા માગે છે. તે માણસની અમર્યાદ ઉન્નતિની આડે નથી આવતી કેમકે ગમે તે પરિસ્થિતિમાં માણસ સાચી ઉન્નતિ તો સાધી જ શકે છે. અને પરિસ્થિતિનો લાભ લઇ માણુસ પ્રયત્ન કરે તો તેની ઉન્નતિ સહેલી અને સંગીન થાય. આમાં અપવાદો હોવાનો સંભવ છે, પણ અપવાદોને તો હમેશાં દુનિયા સાથે લઈને જ પોતાની ઉન્નતિ સાધવી રહેલી છે.

આર્ય લોકોએ સમાજની ઉન્નતિનાં પ્રધાન ચાર અંગો નક્કી કરેલાં છે. આહારવ્યવહારનાં સાધનો પેદા કરવાનું કામ એક, સમાજનું રક્ષણ કરવાનું કામ બીજું અને ઐહિક અને પારલૌકિક જ્ઞાન મેળવવાનું, સાચવવાનું અને ફેલાવવાનું કામ ત્રીજું. આ ત્રણ ઉદ્દેશો પાર પાડવા માટે માણસમાં વિશેષ પ્રકારની કેળવણી, યોજનાશક્તિ અને સંયમ હોવાં જોઇએ. જેમનામાં તે ન હોય તેઓ આ ત્રણ કામ કરનારને મદદ કરે. આવા મદદગાર વગર સમાજનું કામ એક ક્ષણ પણ ચાલે નહિં. અને આવા મદદગારની સંખ્યા પણ સમાજમાં કેટલાય જમાના સુધી મ્હોટી જ રહેવાની. આ રીતે વૈસ્ય, ક્ષત્રિય, બ્રાહ્મણ એ ત્રણ સંસ્કારી અથવા દ્વિજ અને બાકીના સામાન્ય શૂદ્ર એવા ચાર ભેદ ગોઠવાઈ ગયા. બ્રાહ્મણ આજીવિકા માટે સમાજ ઉપર આધાર રાખે અને મફત ભણાવે. રાજાનો અંકુશ બ્રાહ્મણ ઉપર ઓછામાં ઓછો રહે, તેની સાથે બ્રાહ્મણ ધનનો સંગ્રહ ન કરે, અત્યંત ગરીબાઇથી અને સાદાઇથી રહે, મોજશોખ ન કરે,ઉલટું કષ્ટ વેઠવામાં જ આનંદ માને. ક્ષત્રિય પોતાના જાનની પરવા રાખ્યા વગર

સમાજનું રક્ષણ કરે, જેમાં અધર્મ નથી એવા બધા સુખોપભોગ તે ભોગવી શકે, પણ પ્રજા પાસેથી નિયમ કરતાં વધારે કર લે નહિ. પોતે વેપાર કરે નહિ, બ્રાહ્મણોને ચિંતામુક્ત રાખે અને જો કોઇ આતતાયી થઇ વર્ણવ્યવસ્થા તોડવા બેસે તો તેને સજા કરે. રાજા સમાજનું રક્ષણ કરે, પાલન કરે પણ સામાજિક આદર્શોમાં ફેરફાર કરવાનો પ્રયત્ન ન કરે. વૈશ્ય ખેતી કરે, ઢોર પાળે, લેવડદેવડ કરે, વેપાર કરે, સમાજને જોઇતી વસ્તુઓ પૂરી પાડે. વૈશ્ય ધન કમાય એટલે ધનનો ઉપભોગ છુટથી કરી શકે. દાન કરવાની એના ઉપર ફરજ સૌથી વધારે મૂકેલી છે. શૂદ્રનું મુખ્ય કર્તવ્ય આ ત્રણે વર્ણને મદદ કરવાનું છે. ત્રણે વર્ણ પોતપોતાની લાયકાત પ્રમાણે જે હક્ક ભોગવે છે તે વિષે મનમાં ઇર્ષા કે અદેખાઇ એ ન રાખે એટલે બસ. શૂદ્ર ગમે ત્યાં રહી શકે છે; પણ જ્યાં રહે ત્યાં ઉદ્યોગી અને નમ્રતાની જીંદગી ગાળે. બ્રાહ્મણને તેની વિદ્વત્તા અને તપ પ્રમાણે માન મળે છે, ક્ષત્રિયની કીર્તિ તેના પરાક્રમ અને ન્યાયપ્રિયતા ઉપર અવલંબેલી છે. વૈશ્યની પ્રતિષ્ઠા તેના ધન અને દાનવૃત્તિ ઉપર નક્કી થાય છે અને શૂદ્રની કદર તેની સેવા અને તેની ઉમર ઉપરથી થાય છે.

આ ધંધાઓ ઉપરાંત જે ધંધાઓ સમાજમાં ચાલે છે પણ જે ધંધાની સમાજને ખાસ જરૂર નથી એવા ધંધાઓને વર્ણવ્યવસ્થામાં પ્રમાણમાં હલકા ગણ્યા છે.

---

# પ્રકરણ ૮મું

## સમાજરચના

### આશ્રમવ્યવસ્થા

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણનું જીવન સંસ્કારી હોવું જોઇએ એવું નક્કી થયા પછી આખી જીંદગીની કાંઇ પણ વ્યવસ્થા કરવી જ પડે. આપણા શાસ્ત્રકારોએ માણસની જીંદગીના ચાર વિભાગ પાડયા છે. એને ચાર આશ્રમ કહે છે. ભણવાની અને જીંદગીને માટે તૈયારી કરવાની અવસ્થા એ બ્રહ્મચર્યાશ્રમ. દુનિયાદારીમાં રહી પોતાનો વ્યવહાર ધર્મ પ્રમાણે ચલાવવાની અવસ્થા એ ગૃહસ્થાશ્રમ. એમાંથી થાકયા પછી તે બધું છોડી બધી પ્રવૃત્તિ આટોપી લઈ અથવા પોતાના દીકરાઓને સોંપી દઇ ધર્મચિંતનને માટે નવરા થવું એ વાનપ્રસ્થ; અને સંસારનો ત્યાગ કરી ભગવાં વસ્ત્ર ધારણ કરી પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે એટલે કે ભગવાનને મેળવવા પ્રયત્ન કરતા ફરવું એ સંન્યસ્ત આશ્રમ કહેવાય છે. જુના વખતમાં બ્રહ્મચારી ગુરૂને ત્યાં રહેતો, તેનાં ઢોર ચરાવી અથવા ભિક્ષા માગી પોતાનું ગુજરાન ચલાવતો અને વિદ્યાભ્યાસ પૂરો

કરી ગુરુને દક્ષિણા આપી આશીર્વાદ લઈ યાત્રાએ નીકળતો. યાત્રામાં ભણતરમાં ક્યાંય ઉણપ રહી હોય તો તે પૂરી કરવાની તેને તક મળતી, દેશ વિષે ખૂબ જાણવાનું મળતું અને પોતે કયા ધંધામાં ફાવી શકે એ પણ જોવાનું મળતું. ત્યારપછી માણસ પરણીને ઘરબાર કરે અને પોતાનો ધંધો ચલાવી સમાજમાં પોતાનું સ્થાન લે. આવો ગૃહસ્થાશ્રમી પોતાના સ્વાર્થ ઉપરાંત સમાજસેવાનો પણ વિચાર કરે. ઘરડો થાય, દીકરાને દીકરા થાય એટલે વાનપ્રસ્થ થઈ બધું છોડી જંગલમાં અથવા તો એકાન્તમાં જઇ રહે, સાદું જીવન ગાળે અને ધર્મના કામમાં વધારે ધ્યાન આપે; અને જો સંસાર વિષે વૈરાગ્ય ઉપજે, આખી દુનિયા એ માયા છે એવો ખ્યાલ પેદા થાય તો ન્યાતજાત, જનોઇ અને ચોટલી સ્ત્રી પુત્ર બધું છોડી દઇ ભગવાં વસ્ત્ર ગ્રહણ કરે અને દેહ પડે ત્યાં સુધી સંન્યાસધર્મનું પાલન કરે. આવી રીતે દરેક માણસે આ ચારે અવસ્થામાંથી પસાર થવું જ જોઇએ એમ નથી. જે ક્ષણે આ જીંદગી ઇશ્વરપ્રાપ્તિને માટે જ છે, સંસાર એ કેવળ માયા છે એવો ખ્યાલ મનમાં ઠસી જાય તે જ ક્ષણે માણસ બધું છોડી સંન્યાસ લઇ શકે છે, પછી એ બ્રહ્મચારી હોય કે ગૃહસ્થ. હાલમાં જનોઇ

આપવા ઉપરાંત બ્રહ્મચર્યાશ્રમનું બીજું સ્વરૂપ રહ્યું નથી. વાનપ્રસ્થ પણ ઝાઝા મળતા નથી. કેટલાક સંન્યાસ લે છે પણ સાચા સંન્યાસીની પેઠે વર્તનારા થોડા હોય છે. ગૃહસ્થાશ્રમ જેવો ચાલવો જોઇએ તેવો ચાલે છે એમ કહી ન શકાય. આ ચારે આશ્રમનો જો ફરી ઉદ્ધાર થાય તો સમાજ સારી રીતે સુધરે.

સમાજના જુદા જુદા વિભાગ પાડી જેમ વર્ણવ્યવસ્થા રચેલી છે તેમ વ્યક્તિનું જીવન સંસ્કારી થાય એટલા માટે દરેક વ્યક્તિની ઉમર અને તે ઉપરના કાર્ય પ્રમાણે આશ્રમ અથવા અવસ્થાઓ નક્કી કરવી જોઇએ. છ આઠ વર્ષ સુધી તો બાળક રમે અને કુદરતી રીતે પોતાની શક્તિઓ ખીલવે. ત્યારપછી એણે વ્યવસ્થિત રીતે પોતાની આંતરિક શક્તિઓ ખીલવવી રહી. એને માટે બાર વર્ષ રાખેલાં છે. આ બાર વર્ષની અંદર છોકરો વિદ્યાભ્યાસ કરે, ધર્મનું જ્ઞાન મેળવે, શરીર, મન અને વૃત્તિઓ કસાય એટલા માટે તપ આચરે, વિલાસથી જીવન કરમાઇ ન જાય એટલા માટે બ્રહ્મચર્યનું પાલન કરે, સાદું અને કડણ જીવન પસંદ કરે, મોજશોખથી અળગો રહે અને વીર્યવાન બને. આ દરમ્યાન તે ઘરનાં લાડ, ચિંતા કે વ્યવહારના વાતાવરણમાં રહેવા કરતાં ગુરુને ઘેર જઇ રહે. ત્યાં ખેતી કરે, ઢોરને ચરાવે, સુતર કાંતે, ગુરુની સેવા કરે અને જ્ઞાન મેળવે. બ્રહ્મચારી દશામાં ધન મેળવવાનું ન હોય. આજીવિકા માટે સમાજ ઉપર આધાર રાખવાનો પ્રથમ હક્ક બ્રહ્મચારીનો. બ્રહ્મચારી

પોતાને માટે અને ગુરુને માટે ભિક્ષા પણ માગે. ગુરુ પાસેથી મળેલી વિદ્યા તેજસ્વી છે એમ સિદ્ધ કરવા અધ્યયન પૂરું થાય કે તરત જ ધન મેળવી ગુરુને દક્ષિણા આપે અને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે.

ગુરુને ત્યાં સ્વાશ્રયી, વ્યાવહારિક તેમજ તાત્ત્વિક સુંદર કેળવણી મળતાં છતાં તે પૂરતી ગણાતી ન હતી. અધ્યયન પછી પૃથ્વીપર્યટન અથવા તીર્થયાત્ર એ કેળવણીનું એક જરૂરનું અંગ ગણાતું. તીર્થયાત્રા દ્વારા વિદ્યાર્થીને દેશનું અને સમાજનું પ્રત્યક્ષ દર્શન થતું. અનેક સાધુસંતો અને કર્મવીરોનો સમાગમ થતો. પોતાની વિદ્યામાં જે કાંઇ ઊણપ હોય તે પૂરી કરવાની તક મળતી. પોતાના પુરુષાર્થને ખીલવવાનું ઉત્તમ ક્ષેત્ર કયું અને ક્યાં છે તે તપાસવાનું મળતું. અનેક જાતના ચિત્રવિચિત્ર પ્રસંગો યાત્રામાં તો પડે જ. એટલે માણસ પહેલદાર હીરા જેવા બની જાય. યાત્રા પૂરી કર્યા પછી માણસ પરણીને ધંધામાં પડે.

બ્રહ્મચર્યાશ્રમ એ સાધનરૂપ છે. ગૃહસ્થાશ્રમમાં જીંદગીનો મ્હોટો ભાગ જાય છે. ગૃહસ્થાશ્રમમાં નીતિ પ્રમાણે ચાલી સદાચાર જાળવી ધન મેળવવું, ધર્મ પ્રમાણે જેટલી છૂટ હોય તેટલા ભોગ ભોગવવા અને આખરે બધી પ્રવૃત્તિમાંથી મુક્ત થઇ ઇશ્વરચિંતનમાં વખત ગાળવાની તૈયારી કરવી એ મુખ્ય કર્તવ્ય હોય છે. આને જ ચતુર્વિધ પુરુષાર્થ કહે છે. ગૃહસ્થાશ્રમમાં માણસ પોતાનું કલ્યાણ સાધવા ઉપરાંત પોતાનાં

સગાંવહાલાંને, આશ્રિતોને અને આસપાસનાં પશુપક્ષીઓને સુખી રાખવાને બંધાયેલો છે. વડવાઓ પાસેથી જે વારસો મેળવ્યો હોય તેનો સદુપયોગ કરી તેમાં બની શકે તો ઉમેરો કરી, કુળપરંપરા બરાબર જાળવી તે બધું પોતાના દીકરાઓને સોંપી દેવું એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ હોય છે. ગૃહસ્થ માણસ બીજા ત્રણે આશ્રમના લોકોને પોષવા બંધાએલો છે. પોતાની જીવનયાત્રા ચલાવવા માટે અનેક જીવોની હિંસા કરવી પડે છે, ગાય, બળદ, ભેંસ, ઘોડા જેવાં પ્રાણીઓની સેવા લેવી પડે છે, તેના બદલામાં પશુપક્ષીઓને કાંઈક અન્નદાન કરે; સમાજ પાસેથી બધું જ્ઞાન અને સગવડો ભોગવે છે તેના બદલામાં વિદ્યાર્થીઓને, અધ્યાપકોને અને ધર્મોપદેશકોને યથાશક્તિ દાન આપે, અતિથિનો સત્કાર કરે, અપંગોનું પાલન કરે—એ બધું ગૃહસ્થાશ્રમીને કરવાનું હોય છે. કુલ-પરંપરા જાળવવા માટે પિતૃઓનું સ્મરણ કરે અને પોતાના દીકરાઓને પણ આવું સ્મરણ અને તર્પણ કરવાનું શીખવે એ પણ એનું જ કામ. આ ધર્મને પંચમહાયજ્ઞ કહે છે: ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, પિતૃયજ્ઞ, ઋષિયજ્ઞ અને દેવયજ્ઞ.

આજે ગૃહસ્થાશ્રમમાં જ માણસ મરણની રાહ જુએ છે, પણ આર્ય જીવનમાં એ તો શરમભરેલું મનાતું. માણસની શક્તિ ક્ષીણ થાય એટલે તે બાહ્ય પ્રવૃત્તિ અને ભોગ છોડી દઈ સમાજ ઉપર ભારરૂપ થવા કરતાં જંગલમાં કે એકાન્તમાં જઈ રહેવાનું પસંદ કરતો. જે અનાજ કે બીજા દ્રવ્યની સમાજ દરકાર ન રાખે તે ભેગું કરી જીવતો અને ઇન્દ્રિયનિગ્રહ કેળવી ધર્મના જ્ઞાન અને આચરણમાં પારંગત થતો. આ

વાનપ્રસ્થ આશ્રમ હાલના પેન્શનરોની જીંદગી જેવો છે, માત્ર આમાં જીવનની કડકાઇ અને વૃત્તિની સ્વતંત્રતા એ વિશેષ છે.

માણસ ગમે તેટલી પ્રવૃત્તિ કરે તોપણ આખરે તો તેથી તે કંટાળવાનો જ. કેટલાક લોકોને તો પહેલેથી જ પ્રવૃત્તિમાત્ર ભૂલભરેલી અને ઇશ્વરથી આપણને દૂર લઇ જનારી લાગે છે. સાંસારિક પ્રવૃત્તિ છોડીને એકદમ ઇન્દ્રિયનિગ્રહ કરીને ઇશ્વર-પ્રાપ્તિનો જ રસ્તો લેવો એવો આ લોકોનો આગ્રહ હોય છે.

આ રીતે સંન્યાસ આશ્રમ પેદા થયેલો છે. એમાં પરિપક્વ થયેલા વાનપ્રસ્થ અને પહેલેથી જ ગૃહસ્થી જીંદગીથી કંટાળેલા બીજાઓનો સમાસ થાય છે. સંન્યાસી કશું કામ કરે નહિ એમ નથી. ઇશ્વર તરફ લઇ જનાર બધી પ્રવૃત્તિઓ આદરવામાં એનો ઉત્સાહ સવિશેષ હોય છે. બ્રાહ્મણની પેઠે સંન્યાસીઓ પણ સમાજના સ્વાભાવિક ગુરુઓ છે. આદ્ય શંકરાચાર્ય પછી ધીમે ધીમે બ્રાહ્મણો પાસે ગોરપણું અને સંન્યાસીઓ પાસે ગુરુપણું ગયેલું દેખાય છે. આ ચતુર્વિધ આશ્રમની વ્યવસ્થા ત્રણે વર્ણને માટે પહેલેથી જ હતી. ચોથો વર્ણ પણ આશ્રમવ્યવસ્થા સ્વીકારે તો હિંદુ ધર્મનો સ્વભાવ એનો વિરોધ ન કરે.

# પ્રકરણ ૯મું

## એશિયાનો ધર્મસમ્રાટ્

મહાભારતના યુદ્ધ પછી કેટલોય સમય વહી ગયો. હિંદુસ્તાનમાં બધે ન્હાનાં રાજ્યો થઇ ગયાં. કેટલાક રાજા તો પાંચ દસ ગામના માલીક એવા પણ રહ્યા. કેટલાંક રાજ્યોમાં રાજાઓ ન હતા, પણ આબરૂદાર કુળના મુરબ્બીઓ નિગમસભામાં બેસી રાજ્યકારભાર ચલાવતા. આ રાજ્યપદ્ધતિને મહાજન-સત્તાક રાજ્યપદ્ધતિ કહે છે. હિમાલયની તળેટીમાં નેપાળ પાસે શાક્ય લોકોનું આવું એક રાજ્ય હતું. તેમાં કપિલવસ્તુ નામની નગરીમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજાને સિદ્ધાર્થ નામનો એક સુલક્ષણો પુત્ર જનમ્યો. જોષીઓએ ભવિષ્ય વરત્યું કે આ રાજપુત્ર કાંતો ચક્રવર્તી રાજા થશે, નહિ તો જગતનો ઉદ્ધાર કરનાર એક ધર્મસંસ્થાપક થશે. એને જો વૈરાગ્ય ઉપજે તો એ બીજો માર્ગ લેશે. રાજાએ વિચાર કર્યો કે ઘડપણ, રોગ અને મરણ જોઇ માણસને વૈરાગ્ય ઉપજે છે, માટે આ છોકરો આ ત્રણમાંથી એકે વસ્તુ જોવા ન પામે એવી રીતે એને રાખીએ.

સિદ્ધાર્થને મોજશોખ અને એશઆરામના વાતાવરણમાં ઉછેરવામાં આવ્યો. યશોધરા નામની એક અત્યંત રૂપવતી અને સદ્‌ગુણવતી રાજકન્યા સાથે એનાં લગ્ન કર્યાં. પણ ઓચિંતાં વ્યાધિ, જરા અને મરણ ત્રણે એના જોવામાં આવ્યાં. એના મન ઉપર ભારે આઘાત થયો. દુનિયાનું આ બધું દુઃખ મટાડવાનો ઉપાય હોવો જ જોઇએ અને મારે તે શોધી કહાડયે જ છુટકો, એમ વિચાર કરી સિદ્ધાર્થે પોતાના રાજ્યનો અને સુખોપભોગનો ત્યાગ કર્યો અને સંન્યાસી થયો.

અનેક સારા સારા ગુરુઓ પાસે તેણે જ્ઞાન મેળવ્યું, કઠણ તપ કીધાં, ૪૯ દિવસ સુધી કશું ખાધું નહિ અને ધર્મબોધ મેળવવા માટે પ્રયાસ કર્યો. એને ભમાવવા માટે માણસના શત્રુ બધી ખરાબ વાસનાઓના રાજા મારે મોહક વસ્તુઓ, કંટાળો, ભૂખ, તરસ, વિષયવાસના, આળસ, બીક, કુશંકા, ગર્ભ, લાભસત્કાર, પૂજા અને ખોટે રસ્તે મળનારી કીર્તિ એ બધી પોતાની સેના લઇ સિદ્ધાર્થ ઉપર હુમલા કર્યા. પણ સિદ્ધાર્થ પોતાની શાન્તિ અને વિવેકમાં અડગ રહ્યો અને માર ઉપર જીત મેળવી. માર ઉપર જીત મળી એટલે તરત જ એને દુનિયાનું દુઃખ મટાડવાનું જ્ઞાન જેને બૌદ્ધ લોકો બોધિ કહે

છે તે ભાગી ગયું. સિદ્ધાર્થ બુદ્ધ થયો અને તેને પરમ આનંદ થયો.

દુનિયામાં બધે દુઃખ છે એનું કારણ વાસના રૂપી તરસ છે. તે મટાડવાથી દુઃખ દૂર થાય અને તેમ કરવા માટે માણસે યોગ્ય જ્ઞાન, યોગ્ય ઇચ્છા, યોગ્ય ભાષણ, યોગ્ય કર્મ, યોગ્ય ધંધો, યોગ્ય સાધના, યોગ્ય ચિંતન અને યોગ્ય ધ્યાનનું સેવન કરવું જોઇએ એ તેના જ્ઞાનનો સાર હતો. પોતને જડેલો માર્ગ દુનિયાને આપીશ તો દુનિયાનું પણ ભલું થશે એ દયાની વૃત્તિથી બુદ્ધે ધર્મોપદેશ કરવા ફરવાનું શરૂ કરી દીધું. કાશીજી પાસેના સારનાથ તીર્થમાં તેમણે પોતાના ઉપદેશની શરૂઆત કરી. હજારો લોકો આ તથાગતનો ઉપદેશ સાંભળવા ભેગા થતા. જેમને બુદ્ધનો ઉપદેશ પૂરેપૂરો ગળે ઉતરતો તેઓ ઘરબાર છોડી બૌદ્ધ ભિક્ષુ અથવા શ્રમણ થતા. મોજશોખ પાછળ આખી જીંદગી ગાળવી અથવા શરીરને કષ્ટ આપવામાં જ સંતોષ માનવો આ બન્ને છેડા બુદ્ધ ભગવાનને પસંદ ન હતા. તેમણે વચલો માર્ગ પસંદ કર્યો. બૌદ્ધ ભિક્ષુઓ બુદ્ધને, તેમના ધર્મને અને તેમણે સ્થાપેલા ભિક્ષુઓના સંઘને શરણ જઇ કષાય વસ્ત્રો ધારણ કરતા. ભક્ત લોકોએ એવા

લોકોને રહેવા માટે મ્હોટા મ્હોટા વિહારો બાંધ
આપ્યા હતા. એ ઉપરથી મિથિલા અને મગ
દેશનું નામ બિહાર પડ્યું છે.

તે વખતના અજાતશત્રુ નામના રાજાએ બુદ્ધને
ઉપદેશ સ્વીકારેલો. તે વખતના કર્મકાંડ
યજ્ઞયાગ સામે બુદ્ધ ભગવાને એક ભારે વિરો
ઉઠાવ્યો. ધર્મને નામે પશુઓને મારી સ્વર્ગ
મોક્ષ મળે નહિ તેમજ ગમે તેટલા યજ્ઞ કરે તેથ
કાંઇ કરેલાં પાપથી પણ છુટાય નહિ; કરેલાં કર
તો ભોગવ્યે જ છુટકો, એ તેમનો સિદ્ધાન્ત હતે
વળી જે કરે તે જ ભોગવે. બીજાના બલિદાનથ
આપણે પુણ્ય નથી મેળવી શકવાના; પોતે પુણ્
કર્મ કરીએ, પાપકર્મ છોડી દઇએ, અહંકારનો ત્યા
કરીએ એટલે બધું કુશળ મળી જાય એમ બુ
શીખવ્યું. એકબીજા સાથે લડીને વેર વાળના
હિંસક દુનિયાને બુદ્ધ ભગવાને ઘોષણ કરી જણાવ્યુ
કે વેર વાળવાથી વેર વધે છે, ક્ષમા કરવાથી, પ્રેમથી
વેર શમી જાય છે. વિજય એ શાન્તિનો માર્ગ
નથી, કેમકે હારી ગયેલા માણસના હૈયામાં ખા
રહી જ જાય છે. પોતાનો આ શાન્તિનો ઉપદેશ
પોતાની ૮૦ વર્ષની ઉમર સુધી દુનિયાને કરત

તેઓ ફર્યા અને આખરે કુશીનારા નામના ગામમાં એક ગરીબ ભક્તનું આતિથ્ય સ્વીકારી નિર્વાણ પામ્યા. તેમના શિષ્યવર્ગે તેમના શરીરના અવશેષ એટલે કે અસ્થિઓ અને રક્ષા આપસમાં વ્હેંચી લઇ તેના ઉપર મ્હોટા મ્હોટા સ્તુપો બાંધ્યા. જે બુદ્ધે આખો સંસાર શૂન્ય છે, ક્ષણિક છે, દુઃખમય છે, એમાંથી છુટી જવું એ જ નિર્વાણ છે, એમ શીખવ્યું હતું તેના જ શરીરના અવશેષને માટે તેમના શિષ્ય રાજાઓ આગળ ઉપર આપસમાં લઢ્યા અને બુદ્ધનો ઉપદેશ એક કોરે મૂકી તેની મૂર્તિ બનાવી તેની જ પૂજા કરવા લાગ્યા. માણસ પોતાના સત્કર્મથી જ નિર્વાણ પ્રાપ્ત કરી શકે એ બુદ્ધના ઉપદેશના બદલામાં બુદ્ધ જેવા પુણ્યપ્રતાપી સત્ત્વોના કૃપાથી જ નિર્વાણ પ્રાપ્ત થઈ શકે એવી માન્યતા ફેલાઇ અને પોતાની ઇન્દ્રિયો કાબૂમાં રાખવાને બદલે પ્રાણીમાત્રની સેવા કરવાથી જ નિર્વાણ મળી શકે છે એમ લોકો માનવા લાગ્યા.

બૌદ્ધ લોકોએ બુદ્ધ ભગવાનનું ચરિત્ર અનેક રીતે વર્ણવ્યુ છે. એમના જન્મ વિષે અનેક દંતકથાઓ લખાયલી છે. જેમ હિંદુ ધર્મમાં અવતારની કલ્પના છે તેમ બૌદ્ધ લોકોમાં બોધિસત્ત્વની કલ્પના છે. એક જ જીવ અર્હત્પદ પ્રાપ્ત કરવાની મહેચ્છાથી અનેક જન્મમાં અનેક જાતની પારમિતાઓ

એટલે કે પ્રાવિણ્ય કેળવી અન્તે બુદ્ધ થઇ જાય છે એવી માન્યતા બૌદ્ધ લોકોમાં દૃઢ થઇ. બુદ્ધ ભગવાને પોતાના પૂર્વજન્મની કેટલીક વાતો કહેલી તે ઉપરથી અનેક જાતની જાતક કથાઓ રચવામાં આવી અને બુદ્ધનો લીલાવિસ્તાર વધ્યો. બુદ્ધનું ઐતિહાસિક સાદું જીવન અનેક જાતના ચમત્કારોથી ઢંકાઇ ગયું અને બુદ્ધના ઉપદેશનું રહસ્ય તેના જીવનમાં જોવું મુશ્કેલ થઇ પડયું. છતાં આવી જાતક કથાઓ અને બુદ્ધચરિત્રો ઉપરથી તે તે વખતની લૌકિક માન્યતાઓ અને ધાર્મિક કલ્પનાઓનો ઇતિહાસ આપણને મળે છે.

બુદ્ધ ભગવાને પોતાના સંઘને માટે દૂરંદેશીથી અનેક કલાપબુભર્યા નિયમો ઘડી કહાડયા. સંઘમાં મતભેદ થાય ત્યારે કઇ રીતે વર્તવું, સંઘમાં સડો પેસી ન જાય એટલા માટે કઇ કઇ બાબતમાં સાવચેત રહેવું વગેરે અનેક સૂચનાઓ આપી. નિયમોની અતિશયતા થઈ મૂળ ઉદ્દેશ તૂટી ન જાય એટલા માટે પોતાનો મત અનેક રીતે સ્પષ્ટ કર્યો. અને આવી તાલીમ નીચે તૈયાર થયેલા પોતાના શિષ્યોને ધર્મોપદેશ કરવાની રજા આપી. બુદ્ધ ભગવાનને તેમના વખતના જુના વિચારોના લોકો સામે લડવું પડતું એટલું જ નહિ પણ જૂના વિચારના લોકો જેમને નાસ્તિક કે પાખંડી કહેતા એવા પોતાના જ જેવા બીજા સુધારકો સામે પણ લડવું પડતું. આ બધાં કારણોને લીધે બુદ્ધનો ઉપદેશ ચોક્કસ શબ્દોમાં અને વ્યવસ્થિત રૂપમાં મૂકવામાં આવ્યો. સામાન્ય લોકોને માટે બુદ્ધ ભગવાને નીચેના નિયમ કર્યા હતા:—

કોઇની હિંસા ન કરવી.

અન્યાયથી કશું લેવું નહિ.

શારીરિક પવિત્રતા છોડવી નહિ.

અસત્ય ભાષણ ન કરવું.

ચાડી ખાવી નહિ.

કઠોર બોલવું નહિ.

નકામી લવરી કે નિંદા ન કરવી.

બીજાના દ્રવ્યોનો લોભ ન રાખવો.

મનમાંથી ક્રોધ કહાડી નાખવો.

મિથ્યાદષ્ટિ એટલે નાસ્તિકતા રાખવી નહિ.

**ભિક્ષુઓને માટે**

બ્રહ્મચર્યનું પાલન કરવું.

માદક પદાર્થોનું સેવન ન કરવું.

બપોર પછી ન જમવું.

નૃત્ય, ગીત આદિ ઉદ્દીપક વસ્તુ ન જોવી કે સાંભળવી.

માલા, ગન્ધ વગેરે ન વાપરવાં.

ઉંચી કે સુંવાળી પથારી ઉપર ન સૂવું.

સોનું ચાંદી વગેરેનો સ્વીકાર ન કરવો.

એવા વધારેના નિયમો બુદ્ધ ભગવાને આપ્યા હતા.

આવા ભિક્ષુઓ આઠ મહિના દેશમાં બધે ફરી ધર્મોપદેશ કરતા. અને ચોમાસામાં વિહારમાં એક ઠેકાણે બેસી ધર્મનું અધ્યયન અને ચિંતન કરતા. ધર્મોપદેશને માટે ફરતી વખતે લોકો પાસેથી સ્હેલાઇથી જે ભિક્ષા મળે તે જ ખાઇને ભિક્ષુઓ રહેતા.

બુદ્ધના સંઘમાં બધી ન્યાતના શિષ્યો આવી શકતા હતા. સ્ત્રીઓ માટે પણ બુદ્ધ ભગવાને એક જુદો સંઘ સ્થાપ્યો હતો. બુદ્ધની સ્ત્રીશિષ્યોમાં ક્ષેમા, ઉત્પલવર્ણા વગેરે મહાન ભિક્ષુણીઓ થઈ ગઈ છે. તેમણે સ્ત્રીવર્ગને જ નહિ પણ પ્રસંગે પુરુષવર્ગને પણ ઉપદેશ કરી તેમને સન્માર્ગ ઉપર વાળ્યા છે. એમના જેવી ભિક્ષુણીઓને સ્થવિરા અથવા થેરી કહેતા.

બુદ્ધ ભગવાનનો સંઘ એ દુનિયાની પહેલવહેલી ધર્મ-શીલોની (મીશનરીઓની) સંસ્થા કહેવાય.



# પ્રકરણ ૧૦મું

---

## બુદ્ધનો સમય અને બુદ્ધનું કાર્ય

(૨૫૦૦ વર્ષ પૂર્વે)

ડુંગરી મુલકમાં રહેનાર લોકોને કુદરત સાથે અને આપસમાં હમેશાં લડવું પડે છે. તેમનામાં સ્વતંત્રતાનું અને જંગનું વાતાવરણ હમેશાં રહે છે. એ જ લોકો સપાટ મેદાનમાં આવે એટલે આ સ્વભાવમાં ફેરફાર થઇ જાય છે. વિસ્તીર્ણ, રૂપાળું મુલક જોઈ માણસમાં કાં તો સામ્રાજ્યની કલ્પના આવી જાય છે, નહિ તો સ્વભાવમાં સંતાપ વધી માણસમાં અહિંસાવૃત્તિ દૃઢ થઇ જાય છે.

ગંગા યમુના નદીને કાંઠે મહાન સામ્રાજ્યો સ્થપાયાં, મહાન યુદ્ધો થયાં અને લગભગ આખો દેશ વેરાન થયો એનો ઇતિહાસ મહાભારતમાં આવી ગયો છે. ત્યારપછી આખા ભારતવર્ષને ફરી એક સૂત્રમાં લાવવાનો પ્રયત્ન બુદ્ધ ભગવાને કર્યો. યુધિષ્ઠિરે ભારતવર્ષને એક સામ્રાજ્યછત્ર નીચે આણવાનો પ્રયત્ન કર્યો હતો. ભગવાન બુદ્ધે અહિંસા અથવા પ્રેમના ધર્મછત્ર નીચે આખી દુનિયાને આણવાનો પ્રયત્ન કર્યો. તે વખતનો કાળ પણ એને માટે અનુકૂળ જ હતો. દેશમાં મગધ, કોસલ, વત્સ, કાશી, અવન્તી વગેરે ન્હાનકડાં રાજ્યો પથરાયલાં હતાં. શાક્ય, ભગ્ગ,

કાલામ, કોલીય, મોરીય, મલ્લ, વિદેહ, લિચ્છવી વગેરે લોકોનાં ન્હાનકડાં પ્રજાસત્તાક રાજ્યો પણ હતાં. સામ્રાજ્યનો જુનો આદર્શ દૃષ્ટિ આગળ રાખી રાજાઓ સમ્રાટ્ બનવા આપસમાં લડતા. સ્થળાભિમાન અને વર્ણાભિમાન ખુબ વધી ગયાં હતાં, તેની હદ કુલાભિમાન સુધી ગઇ હતી. લોકોનું જીવન આજના પ્રમાણમાં ગમે તેટલું સાદું હોય તોપણ મોજશોખની વૃત્તિ ખુબ વધી ગઇ હતી. ધર્મનું સ્વરૂપ બાહ્ય વિધિઓ નીચે દબાઇ ગયું હતું. કુદરતી શક્તિઓને બીકથી કે લાલચથી સંતોષવામાં જ ધર્મનું સર્વસ્વ આવી જતું હતુ. મંત્રોની શક્તિ વિષે ભ્રામક કલ્પનાઓ વધી ગઇ હતી. મંત્ર વડે સારી નરસી વાસનાઓ તૃપ્ત કરી શકાય છે, યજ્ઞયાગ કરી તેમાં દેવતાઓને પશુનું બલિદાન આપવાથી પાપ ધોવાઈ જાય છે એવી માન્યતા લોકોમાં રૂઢ થઇ હતી. જે થોડા લોકોને આ સ્થિતિની સૂગ ચ્હડી હતી તેઓ બીજા છેડા ઉપર જઇ શરીરને જાતજાતનાં નિરર્થક કષ્ટ આપવામાં જ જીંદગીની સફળતા માનતા હતા. સુખોપભોગમાં સબડી રહેલા લોકોમાં આવા દેહદંડન કરનાર તપસ્વીઓની પ્રતિષ્ઠા બેહદ વધી હતી; અને મનુષ્યજીવનનો હેતુ શો છે, ધર્મ શામાં રહેલો છે, માણસનું માણસ પ્રત્યેનું અને બીજાં પ્રાણીઓ પ્રત્યેનું કર્તવ્ય શું છે એનો સાચો ખ્યાલ લોકોમાંથી ભૂંસાઇ ગયો હતો. પંડિત લોકો નવરા બેઠા બેઠા ઇશ્વર સંબંધી અનેક ચિત્રવિચિત્ર કલ્પનાઓ ઉભી કરી પોતપોતામાં લડતા. આત્મા છે કે નહિ, ઇશ્વરનું સ્વરૂપ કેવું છે, કયા યજ્ઞ કરવાથી કયું ફળ મળે છે વગેરે ચર્ચાઓ દિવસરાત્ર ચાલતી.

વિચારી લોકો આ શુષ્ક ચર્ચા અને શુષ્ક જીવનથી અકળાઈ ગયેલા હતા. નીચલી જાતિના અભણ લોકો તો તદ્દન દબાઇ ગયેલા હતા. આ બધા દુઃખમાંથી ઉગરી જવાનો રસ્તો શોધી કહાડવા કોઇ સમાજહિતૈષી અને ઠરેલ બુદ્ધિવાળા માણસની જરૂર હતી. બુદ્ધ ભગવાને કર્મનો અટળ કાયદો લોકોને સમજાવી એક તરફ યજ્ઞયાગનું ધતીંગ બંધ કર્યું અને બીજી તરફ આત્મા-પરમાત્માની શુષ્ક ચર્ચા બંધ કરી, દેહદંડનો કેફ વખોડયો અને વર્ણાભિમાનનો મદ પણ તોડયો, સુખલાલસાને લીધે લોકોને પામર થયેલા જોઈ બ્રહ્મચર્ય અને ત્યાગનું મહત્ત્વ લોકોને સમજાવ્યું અને પોતાના ધર્મનું ચુસ્ત રીતે આચરણ કરનાર લોકોનો એક ભારે સંઘ બનાવી તેમની મારફતે ભોગ અને ભ્રમથી કલુષિત થયેલા સમાજ ઉપર ચઢાઈ કરી. બુદ્ધે એમના વખતમાં જે સારાં ધર્મતત્ત્વો શાસ્ત્રોમાં હતાં તેનો જ અનુવાદ કરી સર્વ વર્ણના લોકોને તેનો ઉપદેશ કર્યો અને સદાચાર એ જ ધર્મનો પાયો છે, અહિંસા અને ત્યાગ એ જ ધર્મનો આધાર છે એમ બધા લોકોને સમજાવી દીધું.

વૈદિક સંસ્કૃત ભાષાની સમાજમાં અત્યંત પ્રતિષ્ઠા છે, માટે તે જ ભાષામાં તમારો ઉપદેશ સંગ્રહીત કરીયે એવી માગણી બુદ્ધના કેટલાક પંડિત શિષ્યોએ કરેલી. બુદ્ધે સાફ કહ્યું કે આવી પ્રતિષ્ઠા હું તોડવા માગું છું. લોકોમાં બોલાતી બધી ભાષામાં મારો ઉપદેશ તમે ફેલાવો. ધર્મ બધાને માટે છે.

---

# પ્રકરણ ૧૧મું

## સ્વાતંત્ર્યમંત્ર

મગધ દેશના પરાક્રમી રાજા અજાતશત્રુએ બાહોશ વજ્જી લોકો ઉપર ચઢાઈ કરી તેમનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. એમાં પોતે ફાવી શકે કે નહિ એ જાણવા ખાતર રાજાએ પોતાના પ્રધાનને બુદ્ધ ભગવાન પાસે સલાહ પૂછવા મોકલ્યો.

રાજાનો વિચાર સાંભળી ભગવાને પોતાના પટ્ટશિષ્ય આનંદને વજ્જી લોકોની તે વખતની સ્થિતિ વિષે પૂછ્યુંઃ “આનંદ, વજ્જી લોકો નિગમ સભામાં બધાને ભેગા કરી વારંવાર સાર્વજનિક હિતની ચર્ચા કરે છે ખરા ? તેમનામાં સંપ છે ? તેઓ મુરબ્બીઓનો મોભો સાચવે છે ? સ્ત્રીઓને માન આપે છે ? ધર્મને વળગી રહે છે ? સજ્જનોનું રક્ષણ અને પાલનપોષણ કરે છે ખરા ?” આનંદે આવી સ્થિતિ હોવાની ખાતરી આપી ત્યારે બુદ્ધ ભગવાને કહ્યું; “એમ હોય તો વજ્જીઓનો અધઃપાત થવાનો નથી; તેઓ ચ્હડશે. કેમકે હું જ્યારે વૈશાલી ગયો હતો ત્યારે મેં વજ્જીઓને એ જ મંત્ર આપ્યો છે કે જ્યાં સુધી તમારી કેળવણી

સારી હશે, જ્યાં સુધી તમે ધર્મને માર્ગે ચાલશો, જ્યાં સુધી તમારૂં આચરણ શુદ્ધ હશે ત્યાં સુધી તમે પરતંત્ર થવાના નથી.”

રાજદૂત ગયા પછી તથાગતે પોતાના શિષ્યોને ભેગા કરી કહ્યું:

“ભિક્ષુઓ, હું તમને સમાજના કલ્યાણની શરતો કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો. ભિક્ષુઓ, જ્યાં સુધી સંઘની સભાઓ વખતોવખત થશે, તેમાં બધા હાજર રહેશે, સહુ સંપથી ભેગા થશે, સંપીને વેરાઈ જશે, સંપીને જ સંઘનું કામકાજ કરશે, જે અનુભવે સારૂં દેખાય છે તેનો ત્યાગ નહિ કરે, બરાબર તપાસ્યા વિના કશું નવું દાખલ નહિ કરે, જ્યાં સુધી મ્હોટેરા ન્યાયથી વર્તશે અને બધા મ્હોટેરાઓ પ્રત્યે આદર, માન અને વફાદારી બતાવશે ને તેમનું કહ્યું માનશે, જ્યાં સુધી તેઓ લોભની જાળમાં નહિ સપડાય અને ધર્મથી મળતા લાભોમાં જ આનંદ માનશે, જ્યાં સુધી ધાર્મિક પુરુષો સંઘમાં આવીને રહેવાની ઇચ્છા રાખશે અને જ્યાં સુધી આળસ અને એદીપણું તેમનામાં નહિ વ્યાપે, જ્યાં સુધી તેઓ સાધનામાં શિથિલ નહિ થાય, સત્ય, ઉદ્યોગ, પ્રસન્નતા, નમ્રતા, આત્મસંયમ, ઉત્કટ ધ્યાન, શાન્તિ વગેરે

સદ્ગુણો કેળવવામાં આગ્રહ રાખશે ત્યાં સુધી તેઓ પડવાના નથી, તેમનો ઉત્કર્ષ જ થશે. માટે ભિક્ષુઓ, તમે શ્રદ્ધાવાન થાઓ, અંતરમાં નમ્રતા કેળવો, પાપથી ડરો, જ્ઞાન મેળવવા ઉત્સુક રહો, કર્મવીર બનો, મનમાં જાગૃત રહો અને જ્ઞાનવાન થાઓ."

---

# પ્રકરણ ૧૨મું

---

## મહાવીરસ્વામી

---

(૨૫૦૦ વર્ષ પૂર્વે)

હિંદુધર્મ અને તેની માન્યતાઓ એટલી બધી જુની થઇ ગઈ હતી કે તેમાં સંસ્કાર કર્યા વગર લોકોને તેમાંથી આશ્વાસન મળે એવું રહ્યું ન હતું. એવો સંસ્કાર કરનાર એક મહાપુરુષ—ગૌતમ બુદ્ધનો ઇતિહાસ આપણે જોયો. પણ સંસ્કાર કરનાર તેઓ એકલા જ ન હતા. તેમના વખતના એવા પાંચ છ સંસ્કારકોનાં નામ મળી આવે છે. તેમાં ગૌતમ બુદ્ધ જેટલી જ પ્રસિદ્ધિ પામેલા વર્ધમાન મહાવીર એ હતા. વર્ધમાન મહાવીર એ જૈનધર્મના સંસ્થાપક ગણાય છે. એમ તો જૈનમત બહુ જ પ્રાચીન છે. ભગવાન ઋષભદેવથી તે ધર્મના ૨૪ તીર્થંકર થઇ ગયા. વર્ધમાન મહાવીર એ છેલ્લા તીર્થંકર. મહાવીર પણ બિહાર પ્રાન્તમાં જ જન્મેલા. વૈશાલી નગરી પાસેના એક ન્હાનકડા ગામમાં જ્ઞાતૃ નામના કુળમાં તેમનો જન્મ થયો હતો. એમની મા લિચ્છવી રાજા

કટકની બ્હેન હતી. ન્હાનપણથી જ તેમના મનમાં વૈરાગ્ય સ્ફુર્યો, પણ વર્ધમાન ચુસ્ત માતૃપિતૃ-ભક્ત હોવાથી તેમને ખુશ કરવા ખાતર યશોદા નામની એક રાજપુત્રી સાથે પરણીને ગૃહસંસાર ચલાવવા લાગ્યા. એમને પ્રિયદર્શના નામની એક કન્યા પણ થઇ હતી. ત્રીસમે વરસે માતાપિતા વિદેહ થયાં અને વર્ધમાન ગૃહસંસારથી છુટા થયા. તેમણે ઘોર તપ આદર્યું અને પાર્શ્વનાથના પંથમાં દાખલ થઈ શાન્તિ મેળવી.

મહાવીરમાં અહિંસાધર્મનો પૂરો ઉત્કર્ષ થયેલો આપણે જોઇયે છીયે. લગભગ ચાળીસ વર્ષની ઉમરથી તેમણે ઉપદેશ શરૂ કર્યો અને તે કામ બત્રીસ વર્ષ સુધી કર્યું. બુદ્ધ ભગવાન મધ્યમ માર્ગનો ઉપદેશ કરતા હતા, જ્યારે મહાવીર વિષય-સુખનો આત્યન્તિક ત્યાગ પસંદ કરનાર હતા. તપશ્ચર્યા કરીને ઇન્દ્રિયનિગ્રહ કરવાની જુની પરંપરા મહાવીરે ચલાવી અને કાયદંડનું મહત્ત્વ વધારી દીધું. હિંદુસ્તાનમાં બૌદ્ધ સંપ્રદાય એક વખતે ખુબ ફેલાયલો હતો, પણ આજે તે નષ્ટપ્રાય થયો છે. જૈન ધર્મ પણ બૌદ્ધ ધર્મ જેટલો જ ફેલાયલો જણાય છે, પણ બૌદ્ધ ધર્મની પેઠે એનો નાશ થયો નથી. આજે

બંગાળ તરફ, ગુજરાતમાં અને બીજે અનેક ઠેકાણે જૈન લોકોની વસ્તી ઠીક પ્રમાણમાં છે.

બૌદ્ધધર્મની પેઠે જૈનધર્મનો પ્રચાર કરવા માટે કોઇ સમર્થ રાજા તરફથી (ગુજરાતના રાજા કુમારપાળને છોડીયે તો) કે બીજી રીતે પ્રયાસ થયો નથી. અહિંસાધર્મનું પાલન તેણે ઠીક કર્યું જણાય છે અને તેથી તે ધર્મની પણ કોઇએ હિંસા કરી નથી.

અહિંસાધર્મનો વિચાર કરતે કરતે સૂક્ષ્મ જીવ ક્યાં ક્યાં હોય છે એની તપાસ જૈન લોકોએ સારી પેઠે કરી છે. વનસ્પતિમાં કેટલો જીવ હોય છે, હવામાં તથા પાણીમાં જીવ કેવી રીતે રહે છે વગેરે બાબતોનું એક ભારે શાસ્ત્ર તેમણે રચ્યું છે. જૈન પંડિતોએ સાહિત્યની સેવા ખુબ કરી છે. સંસ્કૃતમાં અનેક શાસ્ત્રો ઉપર જૈન લોકોએ લખેલા ગ્રન્થો છે. જૈન લોકો પણ મૂર્તિપૂજક હોવાથી તેમણે સ્થાપત્યકળામાં અને શિલ્પમાં ખુબ ઉન્નતિ કરી છે. ગુજરાતમાં જૈન લોકોએ બાંધેલાં કેટલાંય મંદિરો હિંદુસ્તાનમાં અસાધારણ ગણાય છે. આબુનાં—દેલવાડાનાં દહેરાંની કારીગરી જોઈ બધા દેશના મુસાફરો આભા બની જાય છે. કઠણ પત્થરમાં મીણ અથવા ફુલની કોમળતા લાવવાની

શક્તિ હિંદુસ્તાનના કારીગરોમાં છે એ આ દહેરાં ઉપરથી સ્પષ્ટ થાય છે.

જૈનોમાં શ્વેતાંબર અને દિગંબર એવા ભેદ પડેલા છે. મહાવીરે કૈવલ્યપ્રાપ્તિ પછી વસ્ત્રનો પણ ત્યાગ કર્યો હતો, એટલે તેમની પૂજા વસ્ત્ર સાથે કરવી કે વસ્ત્ર વગર એ મતભેદને લીધે બે પંથો ઉભા થયા અને હવે તો તેમાં પૂજાવિધિ અને કળાના આદર્શનો પણ ભેદ આવી ગયો છે.

જૈનધર્મના પહેલા તીર્થંકર ઋષભદેવનો ઉલ્લેખ શ્રીમદ્‌ભાગવતમાં આવેલો છે. ત્યાં તેમના ત્યાગવૈરાગ્યનું વર્ણન બહુ જ આદરપૂર્વક કરેલું છે. હિંદુ સમાજને સંસ્કારી બનાવવામાં ઋષભદેવનો ફાળો મ્હોટો હતો એમ દેખાય છે. લગ્નવ્યવસ્થા, પાકશાસ્ત્ર, ગણિત, લેખન વગેરે સંસ્કૃતિનાં મૂળ બીજ ઋષભદેવે સમાજમાં નાંખ્યાં એમ કહેવાય છે. આ બધું કરીને આખરે બધાનો ત્યાગ કરી ઋષભદેવે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને માર્ગ લોકો આગળ આચરી બતાવ્યા એમ કહીયે તો ચાલે.

ઋષભદેવ પછી અને મહાવીર પહેલાં બીજા બાવીસ તીર્થંકર થયા. તેમાં છેલ્લા પાર્શ્વનાથના પંથની અસર મહાવીર ઉપર ભારે થઇ. મહાવીરે પોતાના અનુભવથી પાર્શ્વ-નાથના ઉપદેશમાં ઉમેરો કર્યો અને સંયમધર્મ વધારે સ્પષ્ટ

અને સંપૂર્ણ કર્યો. સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા અને અસ્તેય રૂપી યમને સંપૂર્ણ બનાવવા તેમણે અપરિગ્રહનું વ્રત તેમાં ઉમેરી દીધું. પાર્શ્વનાથના મત પ્રમાણે પાપનો એકરાર કરવાનો વિધિ મરજીયાત હતો. મહાવીરે તે ફરજીયાત કર્યો.

મહાવીરસ્વામી એ છેલ્લા તીર્થંકર ગણાય છે. તીર્થંકર એટલે પોતે તરી જઇ બીજા અસંખ્ય જીવોને ભવસાગરમાંથી જે તરાવે છે તે. તીર્થ એટલે આરો. સચ્છાસ્ત્ર રૂપી આરો બાંધનાર તે તીર્થંકર.

જેમ બૌદ્ધ ધર્મમાં બોધિસત્વની કલ્પના છે તેમ જૈન ધર્મમાં તીર્થંકરની કલ્પના છે. અને તેવી જ વૈદિક ધર્મે જન અને બૌદ્ધ ધર્મની નકલ કરી અવતારની કલ્પના ઉભી કરી કે એવો કેટલાકનો મત છે. વિષ્ણુના દશ અવતાર છે એમ મનાય છે. બીજી ગણત્રી પ્રમાણે ચોવીશ અવતાર ગણાય છે. દશ અવતારમાં બુદ્ધાવતાર ગણાય છે અને ચોવીસ અવતારમાં ઋષભદેવ છે એ ધ્યાનમાં લેવા લાયક છે.

ગૌતમ બુદ્ધની તપશ્ચર્યાની પેઠે મહાવીરની તપશ્ચર્યા પણ બહુ ઉગ્ર હતી. તિતિક્ષાની તેમણે સીમા કરી બતાવી. આપણા લાટ દેશમાં વીરપ્રભુને ઘણા ઉપસર્ગો ખમવા પડયા હતા. પ્રવાસ કરતાં કૂતરાઓ આવી વીરપ્રભુના ઉપર પડતા તથા તેમને કરડતા ત્યારે અહીંના લોકો કૂતરાઓને વારતા નહિ, એટલું જ નહિ પણ ભગવાનને મારતા અને કૂતરાઓને છુછકારીને તેમના તરફ ધસાવતા. પણ મહાવીરે તે બધું સહન કર્યું અને વિજય મેળવ્યો. આજે તે જ દેશમાં મહાવીરની આદરપૂર્વક પૂજા થાય છે.

પાપની જવાબદારી ફક્ત પાપ નહિ કરવાથી મટતી નથી; પાપ ન કરવું, ન કરાવવું અને તેને અનુમોદન પણ ન આપવું, તો જ પાપમાંથી મુક્તિ મળી શકે છે એવો ઉપદેશ મહાવીર સ્વામીએ કર્યો છે. બુદ્ધ ભગવાન એટલે સુધી ગયા નથી, કેમકે તેઓ પોતે હિંસા ન કરતા છતાં અનાયાસે ભાણામાં આવી પડેલું માંસ ખાઇ લેતા અને તેમ કરવામાં બાધ નથી એમ ઉપદેશતા. મહાવીરે પાપ સામે સંપૂર્ણ અસહકાર ઉપદેશ્યો છે.

જૈન તત્ત્વજ્ઞાન અને જૈન વિધિઓમાં એક જ વસ્તુ બધે જોવામાં આવે છે, અને તે એ છે કે માણસને સંયમી બનાવી આત્મપ્રાપ્તિ તરફ દોરી જવો. જૈન પરિભાષામાં બાહ્ય પ્રવૃત્તિને 'આસ્રવ' કહે છે. એ આસ્રવમાંથી પરાવૃત્ત થઇ આત્માભિમુખ થવું એનું નામ 'સંવર.'

જૈન ધર્મમાં અને યોગદર્શનમાં ઘણું સામ્ય છે. અહિંસા, સુનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પંચ મહાવ્રતો, મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર ભાવનાઓ, ધર્મનું દશવિધ લક્ષણ, વગેરે વસ્તુઓ વૈદિક, બૌદ્ધ અને જૈનધર્મમાં સમાન જ છે. યાત્રા અને વ્રતનું માહાત્મ્ય પણ ત્રણેમાં સરખું જ છે. મુખ્ય ભેદ પરિભાષાનો છે.

જૈનોમાં દિગમ્બર અને શ્વેતામ્બર ઉપરાંત સ્થાનકવાસી કરીને એક નવો પંથ નીકળેલો છે. તે પંથમાં મૂર્તિપૂજા નથી.

જૈનધર્મમાં પુરાણો પણ સારી પેઠે છે. તેમાં કેટલીક કથાઓ વૈદિક પુરાણોની કથાઓ સાથે કેટલેક અંશે મળતી

આવે છે. જૈન પુરાણો, શાક્ત પુરાણો અને વૈદિક પુરાણોની સરખામણી કરવાથી પુરાણોમાં ઐતિહાસિક ભાગ કેટલો હશે અને તેનું સ્વરૂપ કેવું હોવું જોઇએ એ વિષે અટકળ કરી શકાય તેમ છે. આ દૃષ્ટિએ જુના સાહિત્યનો હજી પૂરતો ઉપયોગ થયો નથી.

બૌદ્ધ તેમ જ જૈન ધર્મમાં ગમે તે માણસનો પ્રવેશ થઇ શકે છે અને ગમે તે જાતિનો માણસ ભિક્ષુક અથવા યતિ થઇ શકે છે. જૈન અને બૌદ્ધ ધર્મમાં જાતિભેદ વિષે ઉદાસીનતા છે, વખતે વિરોધ પણ હોય. પછી જાતિભેદનો સડો જે અસ્પૃશ્યતા—તેને જૈન ધર્મમાં સ્થાન ક્યાંથી જ હોય?

---

# પ્રકરણ ૧૩મું

---

## ભરતભૂમિની રચના

હવે પછીનો હિંદુસ્તાનનો ઇતિહાસ બરાબર જાણવો હોય, ઇતિહાસનો પ્રવાહ આ જ દિશામાં કેમ વહ્યો એનાં કારણો શોધવાં હોય તો હિંદુસ્તાનની ભૂમિની રચના તપાસવી જોઇએ. ભૂમિની રચનાનું સ્વરૂપ તપાસવું એ ભૂગોળવિદ્યાનું એક અંગ છે. આપણે અહીં તેનો ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગ કરવા માગીયે છીયે.

ભૂમિરચના ત્રણ ચાર દૃષ્ટિએ તપાસવી પડે છે. બહારથી હુમલા થાય તો દેશનું રક્ષણ કરવા માટે સ્વાભાવિક સગવડો કઇ કઇ છે; બહારની દુનિયા સાથે વેપારનો અને વ્યવહારનો સંબંધ રાખવા માટે કઈ જાતની સગવડ કે અગવડ છે; દેશની અંદર એકતા વધારનાર અથવા લઢાઇઓ પેદા કરનાર તત્ત્વો ક્યાં ક્યાં છે; રાષ્ટ્ર સ્વતંત્ર સ્વયંપૂર્ણ અને સમર્થ થાય એટલા માટે જે જે વસ્તુઓની જરૂર હોય તે દેશ પાસે છે કે તેને માટે બીજા ઉપર આધાર રાખવો પડે છે; દેશનાં મર્મસ્થાનો દેશ બહારના પારકા લોકોના

હાથમાં છે કે શું; અને દેશની આબોહવાની પ્રજાના સ્વભાવ ઉપર કઇ અસર થાય છે એ બધું તપાસવું જોઇયે. અને હવે પછી કેટલી લોકસંખ્યાનું ભરણ-પોષણ કરવાની શક્તિ ભૂમિમાં છે એનો પણ વિચાર ઇતિહાસની દૃષ્ટિએ કરવો રહ્યો.

હિંદુસ્તાન એક ઉંચામાં ઉંચા અને બે હજાર માઇલ લાંબા પહાડ તથા એક મ્હોટામાં મ્હોટા મહાસાગર વચ્ચે આવેલો સમશીતોષ્ણ કટિબંધનો ફળદ્રૂપ દેશ છે. દક્ષિણ તરફ જમણી અને ડાબી બાજુએ મહાસાગર હોવાથી હિંદુસ્તાન ઉપર તે દિશામાં કોઇ પ્રચંડ સેનાની ચઢાઈ થઇ નથી. ઉત્તર અને પૂર્વ તરફ ઉંચા અને લાંબા પહાડોની હારો ઉભેલી હોવાથી ત્યાંથી પણ આ દેશ સુરક્ષિત છે. ફક્ત વાયવ્ય દિશાએ પહાડો ઉંચા નહિ હોવાથી બહારના લોકો ત્યાંથી જ હિંદુસ્તાન ઉપર ધસી આવ્યા છે.

હિમાલયના બે હજાર માઇલના વિસ્તારમાં આરપાર જવાને અનુકૂળ એવા બહુ જ થોડા રસ્તાઓ છે અને જે છે તે પણ વર્ષના અમુક જ માસ ખુલ્લા હોય છે. તેથી ચીન, તિબ્બત અને હિંદુસ્તાન વચ્ચે જરૂર જેટલો જ વેપાર તે રસ્તે ચાલતો આવેલો છે.

ઇતિહાસમાં બે જ વાર લશ્કરે હિમાલય ઓળંગવા
પ્રયાસ કરેલો છે. એકવાર 'ગાંઠા' મહ
તઘલખના વખતમાં અને બીજી વાર 'દાઢઠા
લૉર્ડ કર્ઝનના વખતમાં.

કાશ્મીરનો અને પશ્ચિમ તિબ્બતનો સંબંધ ચ
વધારે થયેલો છે. છેક જમ્મુના ડોગરા ર
ગુલાબસિંહના વખત સુધી આપણા લોકોએ તિબ
ઉપર હુમલા કર્યા છે અને પશ્ચિમ તિબ્બતને
આપી છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં ફા હિય
હ્યુએન સાંગ, ઇત્સિંગ વગેરે જે ચીની મુસાફરો પ્રખ્ય
છે તે કાશ્મીર થઈને જ હિંદુસ્તાનમાં આવેલા.

લશ્કરી દૃષ્ટિએ હિંદુસ્તાનની શાસ્ત્રીય વાય
સરહદ કઈ એ સવાલનો ઉકેલ ભૂગોળ ર
ઇતિહાસની મદદથી લાવવાનો ઘણીવાર પ્રયત્ન થ
છે. સ્વાત અને કાબુલ નદીઓ પારકા લોકો
સ્વાભાવિક રીતે હિંદુસ્તાન તરફ નોતરે છે. ખૈબર ર
ગોમલ ઘાટ હિંદુસ્તાનના દરવાજા ખોલી પંજાબ
મુલક ઉઘાડો કરે છે અને બોલનનો સહેલો ર
પહોળો ઘાટ સિન્ધ પ્રાન્તને બહારની દુનિયા સ
જોડી દે છે. શક, હૂણ, પહ્લવ, હ્યુએચી વગેરે લોકો
પ્રાચીન કાળમાં આ જ વાયવ્ય રસ્તે હિંદુસ્તાન

પ્રવેશ કર્યો. ગ્રીક અને ઇરાની, પઠાણ અને મુગલ લોકો પણ આ જ બાજુએથી હિંદુસ્તાનમાં આવ્યા છે.

હિંદુસ્તાનની રચના જોતાં સમુદ્રકિનારા ઉપરથી હિંદુસ્તાન ઉપર ચઢાઈ યશસ્વી થાય એમ નથી. બહુ જ પ્રાચીન કાળથી સમુદ્રમાર્ગે વેપાર તો ચાલતો જ આવ્યો છે. ગંગા, યમુના, મહાનદી, કાવેરી, નર્મદા, તાપી, સિન્ધુ વગેરે નદીઓનાં મુખ તરફ દૂરદૂર દેશનાં વ્હાણો આવ્યાં છે અને આ દેશનો વેપાર ચીનથી રોમ સુધી ચાલ્યો છે. હિંદુસ્તાન હિંદી મહાસાગરની વચમાં જ હોવાથી એનો એક હાથ અરબસ્તાનના અને આફ્રિકાના કિનારા સુધી છે અને બીજો હાથ બ્રહ્મદેશ, સુમાત્રા, જાવા અને આસ્ટ્રેલિયા સુધી છે. વેપારની દૃષ્ટિએ હમેશને માટે હિંદી મહાસાગર છે અને જ્યારે સ્વરાજ્ય થશે ત્યારે હિંદનો વેપાર સ્વાભાવિક રીતે હિંદી મહાસાગરના કિનારા સાથે જ ચાલશે.

હિંદુસ્તાનની નદીઓ પણ વેપારને માટે અનુકૂળ છે. આસપાસનો મુલક ફળદ્રૂપ કરવા ઉપરાંત ન્હાનાં ન્હાનાં વહાણો સમુદ્ર સુધી લઇ જવાનું કામ પણ તેઓ કરે છે.

ઇતિહાસની દૃષ્ટિએ હિંદુસ્તાનના બે વિભાગ પડે છેઃ હિંદુસ્તાન અને દખ્ખણ. જુનાં લખાણોમાં આ જ નામો ચાલતાં આવેલાં છે. નર્મદા નદી અથવા વિન્ધ્ય પર્વત એ બે વચ્ચેની સરહદ ગણાતી આવી છે.

કાશ્મીર કે નેપાલ જેવા પક્ષીના માળાની પેઠે હિમાલયમાં આવેલા ફળદ્રૂપ પ્રદેશને છોડી દઇએ તો ઉત્તર હિંદુસ્તાનના પંજાબ, રાજપૂતાના અને સિંધ એ સૂકી હવાવાળો મુલક અને યુક્તપ્રાંત, બિહાર બંગાલ અને આસામ એ ભેજવાળો મુલક એવા બે વિભાગ થાય છે. આ બે વચ્ચે અરવલ્લીનો પહાડ અને ચંબલ નદી પડેલાં છે. વેદમાં આ નદીનું નામ ચર્મણ્વતી આપેલું છે. અરવલ્લી પહાડનો ઉત્તરનો છેડો અને હિમાલય આ બે વચ્ચે જે સાંકડો પ્રદેશ છે તે ઇતિહાસની દૃષ્ટિએ બહુ જ મહત્ત્વનો છે. તેને હિંદુસ્તાનની ચાવી ગણાય. સિકંદર વિષેની હાલમાં મળતી હકીકતો સાચી હોય તો સિકંદર પંજાબ જીતી શકયો પણ દિલ્હીની આસપાસની આ ભારતવર્ષની ચાવી તેના હાથમાં આવી જ નહિ. તેથી જ તેને નિરાશ થઇને પાછા જવું પડયું. આ ચાવી હાથમાં લેવા માટે જ હમેશાં પાણીપતની આસપાસ યુદ્ધો થયેલાં છે.

પંજાબ અને સિંધનો પ્રદેશ સૂકો છે છતાં પશ્ચિમ તરફથી તેના ઉપર હમેશાં હુમલાઓ થતા જ આવ્યા છે, જ્યારે બિહાર અને બંગાળનો પ્રદેશ ભેજવાળો અને વિશેષ ફળદ્રૂપ હોવા છતાં પૂર્વ તરફથી તેના ઉપર ચઢાઇ થઇ નથી. એનું કારણ પૂર્વ તરફની દક્ષિણોત્તર જનાર પર્વતોની હારો છે એ જ હશે. હિંદુસ્તાનના અહિંસક બૌદ્ધ ધર્મની ઉત્તર અને પૂર્વ તરફના પ્રદેશોમાં અસર થયેલી હોવાથી પણ એ બાજુ વધારે સુરક્ષિત રહી હશે. પણ તે પાછલા કારણનો ભૂમિરચના સાથે સંબંધ નથી.

ઉત્તરમાં દુનિયામાં મ્હોટામાં મ્હોટો પર્વત છે, પણ એની તળેટી છોડ્યા પછી કરાચીથી લાહોર, લાહોરથી દિલ્હી, બનારસ, પટના અને કલકત્તા સુધી ત્રણ હજાર માઈલના ચકરાવામાં એક ટેકરી સરખી પણ ન મળે.

દક્ષિણ હિંદુસ્તાનમાં પહાડો વધારે છે. હથેળીમાંથી જેમ પાંચ આંગળીઓ ફુટે છે તેમ કાઠીયાવાડ–ગુજરાતની હથેળીમાંથી ગિરનાર, અરવલ્લી, વિન્ધ્યાદ્રિ, સાતપુડા અને સહ્યાદ્રિ જાણે ફુટેલા છે.

પણ બે ત્રણ જ મુખ્ય નદીઓ આ પ્રદેશ તરફ વહે છે. દક્ષિણ હિંદુસ્તાનની લગભગ બધી નદીઓ પૂર્વ તરફ વહે છે. કેમ કે એ દ્વીપકલ્પની કરોડ રૂપી સહ્યાદ્રિ એકદમ પશ્ચિમ કિનારા તરફ આવેલો છે અને તે ધીમેધીમે પૂર્વ તરફ ઉતરતો જાય છે, તેથી જ સહ્યાદ્રિ પહાડના મરાઠા લોકો આખો દક્ષિણ મુલક કબજે કરી શક્યા. છેક દક્ષિણમાં મ્હેસૂરનો પ્રદેશ ઉંચો છે. તેથી મ્હેસૂરનો મુલક જેના તાબામાં હોય તેના હાથમાં દક્ષિણની ચાવી રહેતી.

ગુજરાતની દૃષ્ટિએ જોતાં ગુજરાતનું ભવિષ્ય કુદરતી રીતે મહારાષ્ટ્ર સાથે જોડાયલું છે. બન્નેનો સમુદ્રકિનારો એક જ છે. બન્નેનો વેપાર પ્રાચીન કાળથી એક જ હાથે ચાલતો આવેલો છે. જુના વખતના ભૃગુકચ્છમાં ગુજરાત મહારાષ્ટ્રનો વેપાર સરખો જ ચાલતો. આજે તે સ્થાન મુંબઇએ લીધું છે. ગુજરાતના સોલંકી રાજાઓએ મહારાષ્ટ્ર ઉપર રાજ્ય કરેલું છે અને મહારાષ્ટ્રના પેશ્વાઓએ ગુજરાત ઉપર અમલ ચલાવ્યો છે. અત્યારે ઘણાંય વેપારી ગુજરાતી કુટુંબોએ મહારાષ્ટ્રમાં વસવાટ કરેલો છે અને કેટલાંય મરાઠી કુટુંબો નોકરીને અર્થે ગુજરાતમાં આવી વસેલાં છે.

જેમ પશ્ચિમ તરફ દ્વારકા બેટ હિંદુસ્તાનનો પહેરેગિર છે તેમ દક્ષિણ તરફ સીલોન છે. અને એડનથી સિંગાપોર સુધીની જળમાર્ગની મુસાફરીમાં એ એક મહત્ત્વનું મથક છે. સ્વરાજ્યમાં સીલોનનાં હિંદી વહાણો એક તરફ મુંબઈ, કરાચી, બસરા, એડન, ઝાંઝીબાર, અને કેપ ટાઉન સુધી અને બીજી તરફ વીઝાગાપટ્ટમ, કલકત્તા, રંગુન, સિંગાપોર, ફીજી, ફ્રીમેન્ટલ અને મેલબોર્ન સુધી સફર કરશે.

---

# પ્રકરણ ૧૪મું

---

## મગધનું મહારાજ્ય

ગૌતમ બુદ્ધ અને મહાવીરના વખતમાં પ્રજામાં ખુબ શાન્તિ હતી એમ દેખાય છે. ન્હાના ન્હાના રાજાઓ આપસમાં લડે કે ન લડે તેની અસર પ્રજા ઉપર બહુ થતી ન હતી. શાન્તિ સાથે ખુબ વેપાર વધ્યો હશે. એ વેપાર ગંગા અને યમુના નદીના પ્રવાહ સાથે ધીમે ધીમે પૂર્વ તરફ વધવા લાગ્યો હશે. ગંગા અને યમુના નદીઓનો જ્યાં સંગમ થાય છે તે સ્થાનને સ્વાભાવિક મહત્ત્વ મળ્યું હશે. પણ તેથી આગળ જ્યાં શોણ નદી ગંગા નદીને મળે છે તે સ્થાન વેપારની દૃષ્ટિએ અને લશ્કરની દૃષ્ટિએ બહુ જ અનુકૂળ છે. બિહારની અથવા તે વખતનાં નામ આપીએ તો મગધ અને મિથિલાની ફળદ્રૂપ ભૂમિનું આ સંગમ કેન્દ્ર છે. ત્યાં એક દીર્ઘદૃષ્ટિ રાજાએ નગર વસાવ્યું. ૧૧ માઈલ લાંબુ અને ૧॥ માઈલ પહોળું. એનો કોટ લાકડાનો હતો. બે બાજુ ઉપર તો નદીઓ હતી જ અને બાકીની બાજુએ ખાઇ ખોદી હતી.આવી સ્વાભાવિક સગવડવાળી રાજધાનીને લીધે

મગધનું મહત્ત્વ વધ્યું. ત્યાંના રાજાએ બહુ જ ડહાપણ-પૂર્વક આસપાસના રાજાઓ સાથે વિવાહસંબંધ બાંધી પોતાની પ્રતિષ્ઠા વધારી દીધી. આમ મગધ મહારાજ્ય થઇ ગયું.

મહાભારતના વખતમાં મગધ દેશમાં જરાસંધ નામે રાજા રાજ્ય કરતો હતો. મથુરા સુધી તેની આણ વર્તતી હતી. શ્રી કૃષ્ણે ભીમ અને અર્જુનની મદદથી એ જરાસંધના બે ભાગ કરી નાંખ્યા. [ એટલે જરાસંધને મારી નાંખ્યો; અથવા એના રાજ્યના બે ભાગ પણ પાડ્યા હોય. ] ઐતિહાસિક કાળની શરૂઆતમાં મગધમાં રાજા શિશુનાગ રાજ્ય કરતો હતો. એ વંશના પાંચમા રાજા બિમ્બિસારના વખતમાં જ બુદ્ધ ભગવાન અને મહાવીરસ્વામી બિહારમાં વિહાર સ્થાપી ધર્મોપદેશ કરતા હતા. આ વંશનો છેલ્લો રાજા અજાતશત્રુ અત્યંત પરાક્રમી પણ ક્રૂર હતો.

આ વંશ પછી ત્યાં નંદ રાજાઓનું રાજ્ય થયું. નંદ રાજાઓનું રાજ્ય મ્હોટું અને પ્રબળ હતું. તેમની સેના અને સંપત્તિની કીર્તિ દૂર દેશાવર સુધી પહોંચી હતી.

રાજસત્તા જેમ જેમ પૂર્વ તરફ ખસતી ગઈ તેમ તેમ પંજાબની સરહદ તરફ દુર્લક્ષ થવા લાગ્યું. ન્હાના ન્હાના રાજાઓ પોતાનાં રાજ્યો જેમ તેમ ચલાવતા હતા. એ જ અરસામાં પારસ દેશના પરાક્રમી રાજા દારાનું ભારતવર્ષ તરફ લક્ષ ગયું. તેણે શીલાક્ષ ( સ્કાઇલાક્સ ) નામના એક દરિયાસારંગ ( નૌકાકોવિદ )ને સિંધુ નદીની બધી હકીકત લઇ આવવા મોકલ્યો. શીલાક્ષે ત્રીસ મહિનાની અંદર સિંધુ નદીની યાત્રા કરી મિસર દેશ સુધી મુસાફરી કરી. દારાએ સિંધુ નદી સુધીનો મુલક પોતાના રાજ્ય સાથે જોડી દીધો અને દર વર્ષે એ પ્રાન્ત પાસેથી સોનાનો ભારે કર લેવા માંડયો.

યવન અને પારસિક લોકો આ સિંધુ નદી સુધીના મુલકને જ ‘ઇન્ડિયા’ અથવા હિંદુદેશ કહેતા હતા. સિંધુ નદીની આપણી તરફનો વિશાળ મુલક મધ્યદેશ એ નામથી ઓળખાતો. પારસ દેશ સાથે હિંદુસ્તાનનો વેપાર ખુબ ચાલ્યો. રૂમાંથી બનાવેલાં કપડાં આ જ અરસામાં પરદેશ જવા લાગ્યાં હશે. તે વખતના યવન તવારીખ લખનારાઓ રૂને ઝાડ ઉપર ઉગનારા ઊન તરીકે ઓળખે છે અને તેની

ખુબ પ્રશંસા કરે છે. દારાના વંશજ પારસના રાજા જરાશીષે (ઝર્કિસસ) યવન દેશ ઉપર ચઢાઇ કરી ત્યારે એની સેનામાં ભારતીય ધનુર્ધારીઓની પણ એક પલટણ હતી. યવન લેખકોએ તેમની ધનુર્વિદ્યાનાં તથા તેમનાં સુતરાઉ કપડાંનાં ખુબ વખાણ કર્યાં છે. પણ પરદેશના એક સમ્રાટ્‌ને અન્ય દેશના લોકો ઉપર ચઢાઇ કરવામાં આ લોકોએ મદદ કરી એ કાંઇ તેમણે સારૂં કર્યું એમ ન જ ગણાય.

પારસનું રાજ્ય ખુબ પથરાવાથી એક હાથે સચવાય એમ રહ્યું ન હતું અને તેમાં શિથિલતા આવી ગઇ હતી. તેવામાં યવન દેશની ઉત્તરમાં મકદુનિયા નામના પ્રાન્તમાં સિકન્દર નામે એક રાજા થયો. રાજતૃષ્ણાથી પ્રેરાઇ તે જંગલના દવની માફક પૂર્વ તરફ ધસ્યો. એણે પારસના રાજાને હરાવ્યો. સ્વાભાવિક રીતે સિંધુ નદીને કાંઠે આવેલો 'ઇન્દિયા' પ્રાન્ત પોતાનો જ થઇ ગયો એમ તેણે માન્યું અને તે કબજે કરવા સિંધુ નદી સુધી કુચ કરી. સિંધુ નદીને કાંઠે પુરુષસેન જેવા કાંઇક નામવાળો કોઇ રાજા રાજ્ય કરતો હતો. તે સિકન્દર સામે લડવા ગયો. યવન ઇતિહાસકારો લખે છે કે સિકંદરે તેને હરાવ્યો અને તેને પોતાનો માંડલિક રાજા

બનાવી દીધો. સિકન્દર શિયાલકોટ સુધી આવ્યો હતો એમ મનાય છે. પણ મધ્યદેશમાં પગ મૂકવાની તેની છાતી ન ચાલી એટલે તેને પાછું ફરવું પડ્યું. સેંકડો હોડીઓ સિંધુ નદીમાં હંકારી અને તેના રક્ષણ માટે બે તરફ પોતાની ભારે સેના ચલાવી તે પાછો ફર્યો. મકરાનના કિનારે કિનારે જઇ તે બસોરા સુધી પહોંચ્યો. ત્યાંથી બાબિલોન પાસેના નીનેવી શહેરમાં ૩૨ વર્ષની ઉમરે એ મહાન વિજેતા મૃત્યુને વશ થયો. ઇ. સ પૂર્વે ૩૨૩. હિંદુસ્તાનમાં એ કુલ ૧૯ મહિના રહ્યો હતો. જતી વખતે એ હિંદુસ્તાનમાંથી કેટલાક મહત્ત્વના ગ્રન્થો અને કેટલાક હોશિયાર પંડિતોને પોતાની સાથે લઇ ગયો એમ કહેવાય છે.

સિકંદર પંજાબ ઉપર ચઢાઇ કરી આવ્યો એ જ વખતે નંદકુળનો દેશનિકાલ થયેલો એક રાજપુત્ર ઉત્તર પંજાબમાં રહેતો હતો. એને વિષ્ણુશર્મા અથવા ચાણુક્ય નામના એક તેજસ્વી અને વિદ્વાન બ્રાહ્મણનો સમાગમ થયો અને તેની પાસેથી બધી રાજવિદ્યા તે શીખ્યો. મગધ સામ્રાજ્યની મદદ લઇ પશ્ચિમ સરહદ સુરક્ષિત કરવાનો વિચાર આ ગુરુશિષ્યના મનમાં સ્ફુર્યો.

ચંદ્રગુપ્તના સાહસ તથા પરાક્રમથી અને ચાણક્યની ચતુરાઈ તથા કુટિલ નીતિથી નંદવંશનો નાશ થયો. અને ચંદ્રગુપ્તે મૌર્યવંશ સ્થાપન કર્યો.

સિકંદરના મરણથી તેના વિસ્તીર્ણ રાજ્યના કકડા પડી ગયા હતા. પૂર્વ તરફના ભાગ ઉપર સેનાપતિ સલુક્ષ રાજ્ય કરવા મંડયો. તેને થયું કે સિકંદરથી જે ન થયું તે આપણે કરીયે. તે મગધ દેશ ઉપર ચઢાઇ કરી આવ્યો. ચંદ્રગુપ્તે તેને હરાવ્યો અને તેની પાસેથી પંજાબ, સિંધ અને હાલનો અફઘાનિસ્તાન તથા બલુચિસ્તાન સુધીનો મુલક લઇ લીધો, અને તેની સાથે સંધિ કરી. સલુકે પોતાની કન્યા ચંદ્રગુપ્તને આપી. ચંદ્રગુપ્તે સસરાને ૪૦૦ હાથી આપી રાજી કર્યો. ચંદ્રગુપ્ત સાથેના અનુભવ પછી યવન લોકોએ હિંદુસ્તાન જીતવાનું નામ છોડી દીધું. ચંદ્રગુપ્તને પણ બલ્ખ સુધીનો મુલક મળવાથી પોતાના રાજ્યને લશ્કરી દૃષ્ટિએ યોગ્ય સરહદ મળી ગઇ. હવે ચંદ્રગુપ્ત અને ચાણક્ય પોતાના રાજ્યની વ્યવસ્થા સામ્રાજ્યને અનુકૂળ થાય એ રીતે કરવામાં ગુંથાયા.

કુટિલનીતિ—એટલે વક્રનીતિ, સીધાપણું છોડીને પોતાની મુરાદ બર લાવવા માટે ગમે તેમ ચલાવેલી નીતિ.

કુટિલનીતિમાં ધર્મનો ખ્યાલ પ્રધાનપદ ભોગવતો નથી. તેમાં દરેક સ્થાને જુઠાણું, વચનભંગ કે વિષપ્રયોગ વગેરે હોય જ એમ નથી. કુટિલનીતિમાં પણ કાંઈ જ મર્યાદા ન હોય તો તે ફળીભૂત પણ ન થાય. કુટિલનીતિમાં મુખ્ય દષ્ટિ ગમે તેમ કરી કાર્ય સાધવા તરફ હોય છે. ધર્મ-નીતિમાં હાનિ થાય તોપણ ધર્મનો રસ્તો ન જ છોડવો જોઈએ, અંતિમ કલ્યાણ તો ધર્મને રસ્તે જ થાય છે. એવી શ્રદ્ધા હોય છે. ધર્મનીતિમાં શત્રુને સજા કરવાપણું હોય છે ખરૂં, પણ તેના પર સહેલાઈથી જીત મેળવી શકાય એટલા માટે તેનો નૈતિક અધઃપાત થાય એવી ગોઠવણ ન કરાય. કુટિલનીતિમાં પોતાના દેશમાં સદ્‌ગુણ વધે અને શત્રુના દેશમાં દુરાચાર અને પાખંડ વધે એવી મહેનત કરવામાં આવે છે. ધર્મનીતિ માનવજાતિનું કલ્યાણ ભૂલતી નથી અને સાધનોની શુદ્ધતા સાચવવાનો આગ્રહ રાખે છે. કુટિલનીતિ રાજ્યશક્તિ વધે એ દૃષ્ટિથી ગમે તેવું સાધન સહાઈથી અખત્યાર કરતાં અચકાતી નથી.

---

# પ્રકરણ ૧૫મું

---

## ચંદ્રગુપ્ત મૌર્ય

### ( આજથી ૨૩૦૦ વર્ષ પહેલાં )

**नन्दान्तं क्षत्रियकुलम्** એવું એક જુનું વચન છે. ચન્દ્રગુપ્ત દાસીપુત્ર હતો માટે તે શુદ્ધ ક્ષત્રિય ન ગણાય એમ એનો અર્થ કરવામાં આવે છે. પણ એ અર્થ બંધબેસ્તો નથી. નંદવંશ સાથે ક્ષત્રિયતા જ નષ્ટ થઇ ગઇ એવો ઉપરના વચનનો કટાક્ષ છે. ચંદ્રગુપ્તના વખતમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર ખુબ વધ્યો હતો. ચંદ્રગુપ્તે બૌદ્ધ કે જૈનધર્મમાં રસ લીધો નહિ જ હોય એમ કહેવું મુશ્કેલ છે. ચાણક્ય પોતે એક વિદ્વાન અને સાહસિક બ્રાહ્મણ હતો. એણે પણ જુના રીવાજોમાં ખુબ ફેરફાર કર્યા હશે. ચાણક્યની સલાહથી જ ચંદ્રગુપ્ત યવનકન્યા ( સલૂક્ષની પુત્રી ) સાથે પરણ્યો હશે. તેથી ચંદ્રગુપ્તથી પૂર્વપરંપરા તૂટી હશે અને સુધારાનો યુગ પ્રવર્ત્યો હશે. જુની રૂઢિમાં એકાએક આટલો ફેરફાર થયેલો જોઈ પુરાણપ્રિય લોકો હતાશ થઇ ગયા હશે અને તેથી જ તેમણે ઉપરના વચનથી

ભૂતકાળ વિષે વિલાપ કરી તે ફરી જાગવાની આશા છોડી દીધી હશે.

મૌર્યવંશના આ પ્રથમ રાજા વિષે ત્રણ ઠેકાણેથી આપણને માહીતી મળે છે. ચંદ્રગુપ્ત અને ચાણુક્ય વિષેની દંતકથાઓ, જે ઉપરથી 'મુદ્રારાક્ષસ' નાટક રચાયું છે તે; ચાણુક્યનું અર્થશાસ્ત્ર, જે પંદર કે સોળ વર્ષ પહેલાં જ જડયું છે; અને યવન ગ્રંથકારોનાં લખાણોમાંથી એ કાળ વિષેની હિંદુસ્તાનની જે હકીકત મળે છે તે.

મૅગેસ્થિનીસ નામનો એક બલ્ખ તરફનો યવન એલચી પાટલીપુત્રમાં આવીને રહ્યો હતો તે 'સૅન્ડ્રાકોટસ' નામના એક ભારતીય રાજાનો ઉલ્લેખ કરે છે. તે મૌર્ય ચન્દ્રગુપ્ત જ હોવો જોઇએ એવું અનુમાન કરી હાલના ઈતિહાસકારોએ મૅગેસ્થિનીસના વર્ણન ઉપરથી ચન્દ્રગુપ્તની કારકીર્દી લખી કહાડી છે. દુઃખની વાત એ છે કે મૅગેસ્થિનીસનો મૂળ ગ્રન્થ તો જડતો જ નથી. પણ તે મહત્ત્વનો હોઇ ઘણા યવન લેખકોએ પોતાના ગ્રન્થોમાં મૅગેસ્થિનીસના લખાણોમાંથી ફકરાઓ ટાંક્યા છે. તે બધા એકત્ર કરી તેમાંથી ઇતિહાસ ઉપજાવી કહાડવાનો પ્રયત્ન થયો છે.

ચન્દ્રગુપ્તનું રાજ્ય હિંદુકુશ, હિમાલય અને વિન્ધ્ય પર્વત સુધી ફેલાયલું હતું. આપણા ગુજરાત ઉપર પણ તેનો અમલ ચાલતો. જુનાગઢનું સુદર્શન સરોવર તેના વખતમાં બંધાયું હતું. આવડા મ્હોટા રાજ્યનું રક્ષણ કરવા માટે એની પાસે સેના પણ તેટલી જ મ્હોટી હતી. છ લાખ તો પાયદળ હતું. ત્રીસ હજાર હયદળ અને નવ હજાર ગજદળ હતું. અને ગજદળ એટલે દરેક હાથી દીઠ તેનો મ્હાવત અને હાથીના ત્રણ અંગરક્ષક એમ ચાર માણસો અને હાથી ઉપર બેસીને લડનારા સૈનિકો જુદા જ. જુના ગ્રન્થોમાં ચતુરંગ સેનાનું વર્ણન હોય છે તે પ્રમાણે મહારથી અને અતિરથીવાળું રથદળ હોવું જોઇએ. મહાપદ્મ નંદના વખતમાં આઠ હજાર રથ હતા. પણ તેનો ચન્દ્રગુપ્તની સેનાના વર્ણનમાં ઉલ્લેખ નથી. એ કાં તો ભૂલથી રહી ગયું હોય અથવા તો દેશની અંદર સુવ્યવસ્થા હોવાથી અને સરહદનો પ્રદેશ ડુંગરી હોવાથી રથનો ઉપયોગ રહ્યો ન હોય એટલે ચાણક્યે તેનું ખર્ચ કહાડી નાંખ્યું હોય.

લશ્કરની વ્યવસ્થા માટે છ ખાતાંઓ રાખેલાં હતાં; તેમાં એક ખાતું ખાસ નૌકાવિભાગનું હતું. સેનાની, હથિયારોની, ખાવાપીવાનાં સાધનોની તથા

મુસાફરીની સગવડો માટે એક જુદું ખાતું હતું. લશ્કરમાં ઘાયલ અને માંદાની સારવાર કરવાની બરાબર વ્યવસ્થા હતી.

ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપુત્રનું જે વર્ણન મળે છે તે ઉપરથી તેનો વૈભવ અસાધારણ હશે એમ લાગે છે. તેનો રાજમહેલ એટલો બધો સુંદર હતો કે પરદેશના લોકો એમ જ માનતા કે મનુષ્યના હાથની એ કારીગરી નથી, દેવોએ જ તે બાંધી આપ્યો હશે. હમણાં હમણાં બાંકીપુર-પટના પાસે જે ખોદાણનું કામ ચાલે છે તેમાંથી આ રાજમહેલના કેટલાક અવશેષો જડી આવે છે. આ રાજમહેલની રચના અને કારીગરી ઉપરથી એમ અનુમાન નીકળે છે કે ચંદ્રગુપ્તનો પારસ દેશ સાથે સંબંધ હશે. ચંદ્રગુપ્તના દરબારમાં થાંભલા સોનાની વેલોથી શણગારેલા હતા અને તેના ઉપર સોનાનાં પક્ષીઓ બેસાડેલાં હતાં. દરબાર ભરાય ત્યારે સશસ્ત્ર શૂર યવની સ્ત્રીઓ અંગ-રક્ષક તરીકે તેની આસપાસ ઉભી રહેતી. તે નગરમાં ફરવા નીકળતો ત્યારે સોનાની પાલખીમાં બેસતો.

એની રાજધાનીની વ્યવસ્થા પણ બહુ મ્હોટા નગરને જોઇએ તેવી હતી. તેના છ વિભાગ કરી

હરેકનું એક એક પંચ નીમી દીધું હતું. પરદેશીઓના ઉતારાની, તેમની સગવડનાં સાધનોની તથા તેમના ઉપર દેખરેખ રાખવાની વ્યવસ્થા કરનારૂં એક મ્હોટું ખાતું હતું, જે સૂચવે છે કે ચન્દ્રગુપ્તના વખતમાં પરદેશ સાથેનો વેપાર ખુબ ચાલતો હશે. માલની બનાવટમાં ચોકસાઇ રહે, હલકો માલ પેદા જ ન થાય અને માલમાં ભેળસેળ ન થાય તથા વેપારીઓ એકબીજાને છેતરે નહિ એટલા માટે સખત કાયદાઓ ઘડેલા હતા અને એક સ્વતંત્ર ખાતા મારફત તેનો અમલ થતો. દરેક પ્રકારના માલનાં જુદાં જુદાં ચૌટાં હતાં અને વેચાણ હમેશાં જાહેરમાં જ થાય એવો કાયદો હતો. માલની કિંમત સરકારી ખાતા તરફથી નક્કી થતી અને તે પ્રમાણે તેના ઉપર વેરો લેવામાં આવતો. રાજ્ય તરફથી માલ તપાસી છાપ મારવામાં આવતી. વેપારીઓ વજનનાં તોલ બરાબર નાખે છે કે નહિ તેની તપાસ રાખવામાં આવતી. મજુરીના દર પણ રાજ્ય તરફથી નક્કી થતા. કારીગરો તરફ રાજ્યનું ખાસ લક્ષ હતું. તેમને રહેવાને માટે અલગ મહોલ્લો હતો. તેમનું કોઈ નુકસાન ન કરે એની ખુબ કાળજી રાખવામાં આવતી.

શહેરની રચના બહુ જ વ્યવસ્થિત હતી. દરેક ન્યાતના અને ધંધાના લોકો અલગ અલગ

મહોલ્લામાં રહેતા. ઘરો લાકડાનાં હોવાથી આગ લાગવાની બીક હમેશાં રહેતી. તેથી ઠેકાણે ઠેકાણે પાણીની ટાંકીઓ રાખવામાં આવતી. ક્યાંય મકાનને આગ લાગે તો તે બુઝાવવા માટે દરેક જણે દોડી જવું જ જોઇએ એવો રીવાજ હતો. કોઇ ન જાય તો તેને સજા થતી.

જેવી શહેરની તેવી આખા રાજ્યની પણ વ્યવસ્થા હતી. આખા રાજ્યના સુબા પાડેલા હતા અને તેની ઉપર ચંદ્રગુપ્તના અમલદારો રાજ્ય ચલાવતા હતા. રાજ્યમાં લશ્કરી દૃષ્ટિએ જ્યાં જરૂરી જણાય ત્યાં ત્યાં ચંદ્રગુપ્તે કિલ્લા બંધાવી દીધા હતા. ગુન્હેગારોને સખત સજા થતી હતી. ન્યાય કરવા માટે ચોકસ કાયદાઓ ઘડેલા હતા અને ખોટી ફરિયાદ કરનારને બહુ સખત શિક્ષા થતી.

વેપારના મુખ્ય માર્ગ ગંગા અને જમનાના પ્રવાહ એ જ હતા. સાહસી વેપારીઓ તામ્રલિપિ (ચંદ્રનગર પાસેનું તામલુક. જુના વખતમાં તામલુક સુધી સમુદ્ર હતો. હવે ત્યાં જમીન વધવાથી સમુદ્ર-કિનારો નથી.) થી એક તરફ તામ્રદ્વીપ અથવા લંકા સુધી અને બીજી તરફ બ્રહ્મદેશ સુધી જતા.

પશ્ચિમ કિનારા ઉપર શૂર્પારક (વસાઇ પાસેનું સોપારા), ભૃગુકચ્છ (ભરૂચ) થી માંડીને બાવેરૂ (બાબિલોન) સુધી વેપાર ચાલતો. ખુશકીને માર્ગે (જમીનમાર્ગે) તક્ષશિલાથી વેપાર ચાલતો.

તક્ષશિલાથી દેશની અંદરનો વેપાર કોશલ દેશની શ્રાવસ્તી નગરીમાં થઇને એક તરફ કૌસામ્બી અને ઉજ્જયિની તરફ જતો અને બીજી તરફ વૈશાલી, પાટલીપુત્ર, નલન્દા, રાજગૃહ, ગયા અને તામ્રલિપ્તિ સુધી ચાલતો. ઉજ્જયિની કૌસામ્બી, વારાણસી, તક્ષશિલા વગેરે શહેરો વેપાર અને વિદ્યા બન્નેમાં પ્રખ્યાત હતાં.

ચન્દ્રગુપ્ત પછી તેનો દીકરો બિન્દુસાર ગાદીએ આવ્યો. એને વિષે ચોક્કસ માહિતી મળતી નથી. પણ એનું ઉપનામ અમિત્રઘાત છે, એ ઉપરથી તે પરાક્રમી હોવો જોઇએ એવું અનુમાન નીકળે છે.

બીજું, ચન્દ્રગુપ્તના રાજ્યવિસ્તાર કરતાં બિન્દુસારના પુત્ર અશોકનો રાજ્યવિસ્તાર બહુ જ મ્હોટો છે અને અશોકે તો ફક્ત કલિંગ દેશ જીત્યાનું જ ઇતિહાસ કહે છે, એટલે બાકીનો પ્રદેશ બિન્દુસારે જીતેલો હોવો જોઇએ.

# પ્રકરણ ૧૬મું

## રાજધર્મ

દરેક દેશના ઇતિહાસ સાથે તે દેશના લોકોની ધાર્મિક માન્યતાઓ, સામાજિક રિવાજો, સમાજરચના, રાજ્યવ્યવસ્થા, કેળવણી, સાહિત્યકળા, ઉદ્યોગહુન્નર, વેપારધંધા વગેરે વિષે પણ જાણવું જોઇયે. તો જ પ્રજાજીવન બરાબર સમજી શકાય અને ઐતિહાસિક ઘટનાનાં કારણો જાણી શકાય. ઇતિહાસના આ વિભાગને માટે આપણી પાસે સાધનો પૂરતાં છે. તેમાં સમાજરચના અને રાજ્યવ્યવસ્થા વિષેનું જ્ઞાન સ્મૃતિઓમાંથી મળે છે. જ્ઞાનના વિભાગ આપણે આજે જે રીતે કરીયે છીયે તે જ રીતે જૂના લોકો કરતા ન હતા. ગ્રીસ દેશના એરીસ્ટોટલ નામના મહાપંડિતે નીતિ અથવા સદાચારશાસ્ત્ર અને રાજ્યબંધારણ એ બેને એક જ વિષય ગણેલો છે. આપણે ત્યાં પણ ઘણા વિષયો એકત્ર કરવાની પ્રથા છે.

રાજ્યવ્યવસ્થાની વિગત અથર્વવેદમાં છે, મનુ, યાજ્ઞવલ્ક્ય વગેરે સ્મૃતિઓમાં છે, મહાભારતમાં છે, એટલું જ નહિ પણ શિશુપાલવધ જેવા કાવ્યોમાં પણ બહુ જ વ્યવસ્થિત રૂપમાં છે. આ ઉપરાંત કામન્દકીય નીતિસાર, શુક્રનીતિ, ચાણક્યનું અર્થશાસ્ત્ર વગેરે એ જ વિષય માટે રચેલા ખાસ ગ્રંથો છે.

એ શાસ્ત્રનો વ્યવહારમાં ઉપયોગ કેવી રીતે કરવો એ બતાવવા માટે હિતોપદેશ અને પંચતંત્ર જેવા બાળબોધ ગ્રંથો પણ લખેલા છે. આ બધા ગ્રંથોમાં ચાણક્યનું અર્થશાસ્ત્ર સ્વતંત્ર મહત્તા ધરાવે છે. ચાણક્ય એટલે મુત્સદ્દીગિરીનો આદર્શ. તે ઐતિહાસિક પુરુષ હોવાથી અને ચંદ્રગુપ્તનો માર્ગદર્શક હોવાને લીધે તેનો ઐતિહાસિક કાળ પણ નક્કી હોવાથી તેના ગ્રંથનો ઇતિહાસમાં બહુ જ ઉપયોગ થાય છે. ચંદ્રગુપ્ત પોતે બાહોશ રાજા હોવાથી ચાણક્યના નિયમોનો અમલ તેણે પૂરેપૂરો કર્યો જ હશે એમાં શક નથી. એટલે ચંદ્રગુપ્તના વખતની રાજ્ય-વ્યવસ્થા કેવી હતી તે ચાણક્યના ગ્રંથ ઉપરથી આપણે મ્હોટે ભાગે નક્કી કરી શકીયે છીયે.

ચાણક્યના અર્થશાસ્ત્રમાં રાજાએ આખા દિવસમાં શું શું કરવું, પ્રધાનોની પસંદગી કેવી રીતે કરવી, તેમને કેવી રીતે સંતુષ્ટ રાખવા અને તેમને કેવી રીતે અંકુશમાં રાખવા, શત્રુ સાથે કેવી રીતે વર્તવું, કિલ્લાઓ કેવી રીતે બાંધવા, તેના સંરક્ષણ માટે કેવી વ્યવસ્થા રાખવી, રાજ્યતંત્રના કેટલા વિભાગ કરવા તથા તેની વ્યવસ્થા કેવી રીતે રાખવી, ઉદ્યોગ, હુન્નર અને વેપાર ઉપર કેટલો અંકુશ રાખવો, સામાજિક સંબંધ કેવી રીતે જાળવવા, પૈસાના લેણદેણ વિષે કયા કયા નિયમો હોય, અપ-રાધીઓને દંડ કેવી રીતે આપવો તથા તેના પ્રકાર કેટલા, સરકારી નોકરો પ્રજા ઉપર કેવી રીતે જુલમ કરી શકે છે, રાજાને તેઓ કેટલા પ્રકારે ઠગે છે, યુદ્ધ ક્યારે કરવું ને સંધિ ક્યારે તથા કેવી રીતે કરવી, પરાજિત રાજાઓ તરફ કેમ વર્તવું, સરકારી તિજોરી ભરી રાખવા માટે કયા કયા ઇલાજો લેવા,

પ્રજા પાસેથી કયા કર અને તે કેવી રીતે લેવા, સૈન્યની વ્યવસ્થા કેવી રીતે રાખવી અને યુદ્ધનીતિ કેવી હોવી જોઇએ, છુપી રીતે સ્વદેશની અને પરદેશની—બધી માહીતી કેવી રીતે મેળવવી વગેરે વગેરે અનેક વિષયો આપેલા છે. તે ઉપરથી ચાણુકયનો મનુષ્યસ્વભાવનો ઉંડો પરિચય, સમાજહિતની લાગણી અને ઇચ્છિત હેતુ પાર પાડવાની વ્યવહારકુશળતા બરાબર તરી આવે છે. ચાણુકયની નીતિ ધર્મને માન આપે છે, પણુ ઇચ્છિત હેતુ પાર પાડવા માટે ગમે તેવાં સાધનો વાપરવાની છુટ આપે છે, તેથી તે કુટિલનીતિ તરીકે ઓળખાય છે. એમ કહેવાય છે કે ચાણુકયે રાજ્યકારભાર છોડી દીધા પછી ભારે પ્રાયશ્ચિત્ત કરવામાં પોતાનું ઘડપણ ગાળ્યું. ચાણુકય તે વખતના એકેએક શાસ્ત્રમાં નિપુણ હતો.

# પ્રકરણ ૧૭મું

---

## દેવાનાંપ્રિય પ્રિયદર્શી અશોકવર્ધન

**( આજથી ૨૨૦૦ વર્ષ પહેલાં )**

દુનિયાનો ગમે તે દેશ અશોક જેવા રાજાને માટે મગરૂર થાય. અશોકનો વૈભવ એવો હતો કે દુનિયાના ગમે તે બાદશાહને તેની અદેખાઇ આવે. રાજ્ય ચલાવવાની કુશળતામાં તે ગમે તેવા મુત્સદ્દીનો હરીફ થઇ શકે એવો હતો. છતાં અશોકની કીર્તિ એક ધર્મનિષ્ઠ અને દયાવાન્ મનુષ્યપ્રેમી મહાન્ વ્યક્તિ તરીકે જ છે. માણસને વિપત્તિમાં જ ધર્મ સૂઝે છે, વૈભવમાં માણસ ક્રૂર અને સ્વાર્થી બની જાય છે, એ સિદ્ધાન્ત સાર્વત્રિક નથી—એને પણ અપવાદ હોય છે એ અશોકે સિદ્ધ કરી બતાવ્યું.

બિન્દુસાર મરણ પામ્યા પછી તેનો દીકરો અશોકવર્ધન ગાદીએ આવ્યો. પિતાના મરણ પછી ત્રણ વર્ષે તેનો રાજ્યભિષેક થયો એટલા ઉપરથી કેટલાક એવું અનુમાન કહાડે છે કે સહેલાઈથી તેને રાજગાદી નહિ મળી હોય. ચંદ્રગુપ્તે પોતે

નંદવંશની ગાદી પચાવી પાડેલી, તેથી કેટલાક લોકોને તેનું દુઃખ હતું. અમિત્રઘાત બિન્દુસારની સખ્તાઇથી દબાયલો અસંતોષ તેના મરણ પછી ફાટી નીકળ્યો હશે અને તેની સામે લડતાં અશોકને ત્રણ વર્ષ લાગ્યાં હશે, એવું કેટલાકનું અનુમાન છે.

ગાદીએ આવ્યા પછી અશોકે કેટલાંક વર્ષો રાજ્યની વ્યવસ્થા કરવામાં ગાળ્યાં હશે. પિતાની હયાતીમાં અશોકે તક્ષશિલા અને ઉજ્જયિનીમાં સુબા અથવા રાજ્યપ્રતિનિધિ તરીકે કામ કરેલું એટલે રાજ્યવહીવટની વિગતોથી તે સારી પેઠે વાકેફ તો હશે જ. ચાણક્યે ઘડી કહાડેલી રાજ્ય-પદ્ધતિનો અમલ ચલાવતાં અશોકને ઓછો અનુભવ મળ્યો નહિ હોય. તેના રાજ્યનો વિસ્તાર હિંદુકુશથી આસામ સુધી અને કાશ્મીરથી કૃષ્ણા નદી ( મહારાષ્ટ્ર ) સુધી હતો. ફક્ત પૂર્વ કિનારા ઉપર આવેલો કલિંગ દેશ ( મહાનદીની આસપાસનો પ્રદેશ ) મગરૂરી સાથે પોતાની સ્વતંત્રતા જાળવી રહ્યો હતો.

અશોક જેવા પરાક્રમી રાજાને કલિંગની સ્વતંત્રતા કાંટાની પેઠે ખુંચતી હતી. તેણે કલિંગ દેશ ઉપર ચઢાઇ કરી. કલિંગ લોકોએ કેસરીયાં કર્યાં. લક્ષાવધિ લોકો માર્યા ગયા અથવા પકડાઇ ગયા. અશોક પોતે

આ ચઢાઇમાં હાજર હશે અથવા તો શત્રુની નગરીમાં વિજયપ્રવેશ કરવા માટે ત્યાં ગયો હશે. પણ પોતાના વિજય કરતાં પ્રજાના થયેલા સત્યાનાશ તરફ તે સમ્રાટ્નું લક્ષ અધિક ગયું. તેજાબની પેઠે તે ચિતારે રાજાનું હૃદય દઝાડયું. જેમ અર્જુનને થયેલું—

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**

**यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥**

તેમ તેને થયું. અશોકે નિશ્ચય કર્યો કે આજથી યુદ્ધને નમસ્કાર. આજથી મૃગયા પણ બંધ. હવે બહાર ફરવા નીકળવું તો તે ધર્મને માટે જ. રાજ્યવૈભવનો ઉપયોગ ધર્મને અર્થે જ. લોકોને રંજાડીને તેમનાં શરીર ઉપર રાજ્ય કરવા કરતાં તેમને રીઝવીને તેમનાં હૃદય ઉપર રાજ્ય કરવું એમાં જ પુરુષાર્થ છે. માણસના સામ્રાજ્ય કરતાં ધર્મનું સામ્રાજ્ય શ્રેષ્ઠ અને કાયમ ટકનારૂં છે.

અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો, ગુરુને શરણ ગયો અને દહાડે દહાડે આત્મશુદ્ધિ કરતો ગયો. પ્રથમ ગૃહસ્થાશ્રમી બૌદ્ધ તરીકે તે રહેવા લાગ્યો, પણ પછી તે પણ છોડી દીધું. બૌદ્ધ સાધુની પેઠે તે રહેવા લાગ્યો. મૃગયા છોડી યાત્રાએ જવાનું રાખ્યું. પોતે માંસાહાર

ત્યજી દીધો, એટલું જ નહિ પણ પોતાના રાજમહેલમાં થતી હિંસા પણ બિલકુલ બંધ કરી.

જેમ ગુજરાતનો રાજા કુમારપાળ હેમાચાર્યને શરણે જઈ તેના આદેશ પ્રમાણે સાધના કરવા લાગ્યો તે જ પ્રમાણે રાજા અશોક તેના વખતના મહાન્ ધર્માચાર્ય ઉપગુપ્તને શરણ ગયો અને તેને સાથે લઈ ભગવાન્ બુદ્ધના સંબંધથી પવિત્ર થયેલાં કપિલવસ્તુ, ગયા, રાજગૃહ, ઋષિપત્તન ( સારનાથ ), કુશીનગર, શ્રાવસ્તી વગેરે સ્થાનોની યાત્રા કરી. બુદ્ધ ભગવાનને નામે ત્યાં ધર્મદાન કર્યાં.

ઉપગુપ્તની દેખરેખ નીચે રાજાએ ધર્મ સંબંધી કેટલાક કઠણ પ્રશ્નોનો નિર્ણય કરવા માટે એક સંગીથિ (પરિષદ્) બોલાવી અને તેની મારફત સંઘ શુદ્ધ કર્યો. આ પરિષદ્‌ને લીધે મતભેદ દૂર થવાને બદલે દૃઢ જ થયા હશે. ફક્ત એક મતને રાજાશ્રય મળવાથી તે વધ્યો હશે એટલું જ.

અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે કાશ્મીર, ગાંધાર, મ્હૈસૂર, કોંકણ, મહારાષ્ટ્ર, હિમાલય, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ અને યવનદેશ સુધી મહાન્ ધર્મોપદેશકો મોકલી દીધા હતા.

પોતાના દેશમાં જ્યાં જ્યાં બની શક્યું ત્યાં મ્હોટી મ્હોટી શિલાઓ ઉપર વખતોવખત ધર્મ સંબંધી પોતાની આજ્ઞાઓ કોતરી કઢાવી. એલચીઓને પરદેશ મોકલી ત્યાંના લોકોને અને રાજ્યકર્તાઓને પોતાના તરફથી અભય અને મૈત્રી અર્પણ કર્યાં. સરહદ ઉપરની જંગલી કોમો તરફ ખાસ દયાવૃત્તિ રાખવાને પોતાના અમલદારોને હુકમ કર્યો. લોકો ધર્મ પ્રમાણે ચાલે છે કે નહિ તે જોવા માટે ધર્મમહામાત્રો નીમી દીધા. દક્ષિણ તરફ સિંહલદ્વીપ તો તેણે પોતાના પ્રિય પુત્ર યુવરાજ મહેન્દ્ર અને કન્યા સંઘમિત્રાને દીક્ષા દઈ મોકલી દીધાં. દેશમાં લોકોની સુખાકારી માટે ધર્મશાળાઓ, રસ્તાઓ અને કૂવાઓ બાંધ્યા. મૂંગાં પ્રાણીઓને માટે રુગ્ણાલયો (દવાખાનાં) ખોલ્યાં. અને સર્વત્ર ધર્મનું રાજ્ય સ્થાપન કરવાના પ્રયત્નો આદર્યા.

દંતકથા કહે છે કે આ રીતે ધર્મકાર્ય કરતે કરતે અશોકનો ઉત્સાહ ઘટવાને બદલે વધતો જ ગયો. સર્વસ્વ દાન કરી દેવાની તેની ઇચ્છા થઈ. પણ તેના અમલદારોએ આને રાજાનું બાળપણનું ગાંડપણ સમજી તે ઇચ્છા અમલમાં ન મૂકી. આખરે વિરક્ત થઈ રાજપાટ છોડી દઈ તે વનમાં ચાલ્યો ગયો.

રાજાને ચારુવાકી નામની એક રાણી હતી. તે ધર્મનિષ્ઠ અને દાતાર હતી. બીજી રાણી તિષ્યરક્ષિતા કૈકેયી કરતાં પણ ભૂંડી હતી. એણે અશોકના એક પુત્ર કુણાલની આંખો ફોડાવી નાંખી હતી એવી દંતકથા છે, પણ તેને ઐતિહાસિક આધાર મળતો નથી.

અશોકનો પૌત્ર દશરથ શિલાલેખોમાં પ્રખ્યાત છે. નાગાર્જુન નામની ટેકરી ઉપર તેનો એક શિલાલેખ મળી આવે છે.

અશોકે બૌદ્ધ ઉપદેશકોને પશ્ચિમ તરફ મોકલેલા હતા તેની અસર ત્યાંના સમાજ ઉપર થઇ હશે અને તેને પરિણામે પાપીઓને પણ ક્ષમા કરવા કહેનાર, દુર્જનનો પણ પ્રતિકાર ન કરવા ઉપદેશનાર ખ્રિસ્તી ધર્મ ઉદય પામ્યો હશે એવું અનુમાન કેટલાક લોકો કહાડે છે, તે અસંભવિત નથી લાગતું. બુદ્ધ ભગવાન આખી દુનિયા માટે કહી ગયા હતા:

**नहि वेरेण वेराणि संमम्तीध कुदाचन।**
**अवेरेण च संमम्ती एस धम्मो सनंतनो॥**

---

# પ્રકરણ ૧૮મું

---

## અશોકના શિલાલેખો

અશોકના શિલાલેખો એ હિંદુસ્તાનના ઇતિહાસમાં જ નહિ પણ દુનિયામાં એક અપૂર્વ વસ્તુ છે. રાજા ગમે તેટલો સારો હોય તોપણ રાજહૃદય એના વૈભવ પાછળ અને રૂઆબ નીચે દબાઇ જાય છે. રાજાની સૂચના આજ્ઞાનું રૂપ ધારણ કરે છે અને રાજાએ નોંધેલી હકીકત આત્મપ્રશંસાની કોટિમાં જઇ પડે છે. પણ ધર્મસમ્રાટ્ અશોક પોતાનો વૈભવ સાચવીને પણ પોતાનું હૃદય કઠણમાં કઠણ પત્થર મારફત લગભગ અઢી હજાર વર્ષને અંતરે પણ આપણી આગળ ખુલ્લું કરે છે. કલિંગ દેશ જીત્યા પછીનો તેનો શિલાલેખ પશ્ચાત્તાપની વાણી તરીકે દુનિયાના સાહિત્યમાં અમર થઈ ગયો છે. પોતાના અમલદારોને ઉદ્દેશીને લખેલા શિલાલેખો પિતાતુલ્ય પ્રજાપ્રેમી રાજાના હૃદયના ઉદ્‌ગાર કેવા હોય એ બતાવે છે અને પ્રજાને ધર્મમાર્ગે ચાલવાનો ઉપદેશ કરનાર શિલાલેખો રાજા મનુષ્યજાતિની સદ્‌બુદ્ધિ ઉપર કેટલો વિશ્વાસ રાખે છે એના નમુના છે. અશોકનો એક શિલાલેખ આપણા ગુજરાતમાં ગિરનારની તળેટીમાં છે.

કલિંગના શિલાલેખમાં અશોક કહે છેઃ

"ગાદીએ બેઠા પછી આઠમે વર્ષે પ્રિયદર્શીએ કલિંગ દેશ જીત્યો. તે પ્રસંગે દોઢ લાખ બંદી થયા, એક લાખ કતલ થયા, એ ઉપરાંત બીજા પાર વિનાના લોક મરી ગયા. એ બધાનાં સગાંવ્હાલાં તો હશે જ. તેમને કેટલું દુઃખ થયું હશે એનો વિચાર કરતાં પણ પ્રિયદર્શીને દુઃખ થાય છે. જીતનો અર્થ જ એ છે કે લાખો અને કરોડો લોકોનો સંહાર. આજે તે વખતના હત્યાકાંડનો સોમો કે હજારમો ભાગ પણ ફરી થાય તોપણ પ્રિયદર્શીને ભારે દુઃખ થાય. પ્રિયદર્શી હવે માને છે કે ઐહિક જીત કરતાં ધર્મની જીત શ્રેષ્ઠ છે."

પોતાના અમલદારોને તે લખે છે કે તમારે પ્રજાનું પાલન પિતાની પેઠે કરવું જોઇએ. એટલા જ માટે મેં તમને આટલી સત્તા આપેલી છે. અમલદાર જો પ્રજાભક્ષક થઈ જાય તો પ્રજાનો નાશ થાય. મારી આજ્ઞાઓ દર વરસે નક્કી કરેલા દિવસે જાહેરમાં પ્રજા આગળ વંચાય; જેથી લોકોને પ્રિયદર્શીની આજ્ઞા શી છે એ વિષે શંકા ન રહે. મારા અમલદારો મારી આજ્ઞાનું પાલન કરે છે કે નહિ અને પ્રજા ધર્મને માર્ગે જાય છે કે નહિ એ જોવા માટે મેં નિરીક્ષકો નીમ્યા છે અને હું પોતે પણ ફરવાનો છું. મારાથી જેટલું કામ થાય તેટલું ઓછું. આપણે બીલકુલ આળસ ન કરીયે.

પોતાની રાજ્યવ્યવસ્થા વિષે અશોક જણાવે છે કે પ્રાણીઓની હિંસા બનતા સુધી ઓછી કરી નાંખેલી છે. અમુક

અમુક દિવસે તો હિંસા બંધ જ કરવામાં આવી છે. જંગલો બાળી નાંખવાની મનાઇ થઈ છે. તહેવારોને દિવસે થતો પશુવધ અટકાવ્યો છે. અપરાધીઓને થતી સજાઓ ઘણી સૌમ્ય કરી છે. માણસ અને પશુને માટે દવાખાનાં બાંધવામાં આવ્યાં છે. વનસ્પતિઓ અને જડીબુટ્ટીઓ દરેક ઠેકાણે મળે એવી ગોઠવણ કરવામાં આવી છે. મ્હોટા મ્હોટા રસ્તા ઉપર કૂવાઓ ખોદવામાં આવ્યા છે અને ઝાડો વવરાવ્યાં છે.

જંગલી લોકોની અશોકે ખાસ કાળજી લીધી હતી. તેમની ઉપર જુલમ ન થાય, તેમને બીક બતાવવામાં ન આવે, તેમને ધર્મોપદેશ મળે, સુધરેલા લોકોના સહવાસથી જંગલી લોકોને ત્રાસ ન છુટે, ઉલટું તેમનું કલ્યાણ જ થાય એવો બંદોબસ્ત કર્યો હતો.

દિનરાત ગમે ત્યારે લોકો રાજા પાસે અરજી લાવી શકતા. અશોક લખે છે કે હું જમતો હોઉં કે અંતઃપુરમાં હોઉં, પથારીમાં હોઉં, વાહનમાં બેસી જતો હોઉં કે બગીચામાં ફરતો હોઉં, ગમે તે દશામાં દૂતોએ મને પ્રજા સંબંધી કામકાજ વિષે વાકેફ કરવો જોઇએ. અને જો હું મ્હોડેથી હુકમ દઉં અને તે વિષે કંઇ ગોટાળો થાય તો તરત જ મને તે બાબતની ખબર પડવી જોઇએ. મારે પ્રજાહિતમાં જ હમેશાં રોકાવું જોઇએ અને પ્રજાના કામમાં ઢીલ ન જ થવી જોઇએ. પ્રજાનું હિત અદા કરવાનું મારૂં

ઋણ છે. લોકો પાપ રૂપી સંકટમાં ન પડે એની મારે કાળજી રાખવી જોઇએ.

ન્યાયદાનમાં નિરપરાધી માણસને ભૂલથી પણ સજા ન થવી જોઇએ, કેમકે તેમાંથી અસંતોષ પેદા થાય છે ગુન્હાની બાબતમાં સત્ય શું છે એ શોધી કહાડવું અશક્ય નથી. જો મારા અમલદાર મત્સરી, આળસુ, ક્રૂર, અધીરા અથવા એશઆરામી થશે તો તેઓ સત્યનિર્ણય નહિ કરી શકે, પણ ધીરજ અને ખંત રાખશે તો બરાબર ન્યાય આપી શકશે.

પ્રજાને અશોક જણાવે છે કે માતાપિતાની અને વડિલોની સેવા પ્રત્યે આદર, ભૂતમાત્ર વિષે દયા, સ્વચ્છતા અને પ્રમાણિકપણું એ જ મુખ્ય ધર્મ છે. લોકોએ હમેશા આત્મનિરીક્ષણ કરવું જોઇએ અને પોતાના દોષ કહાડી નાખવા જોઇએ. સર્વ દાનોમાં જ્ઞાનદાન શ્રેષ્ઠ છે. આપણે કોઇનો દ્વેષ કરવો ન જોઇએ, બધા ધર્મો વિષે સહિષ્ણુતા રાખવી જોઇએ, કેમકે દરેકને પોતાનો ધર્મ વહાલો હોય છે. બધા ધર્મ વિષે આપણા મનમાં આદર હોવો જોઇએ. બીજાના ધર્મની નિંદા કરવાથી પોતાના જ ધર્મને હાનિ થાય છે.

ઉપર આપેલા શિલાલેખોના સાર ઉપરથી આપણે જોઇ શકીયે છીયે કે હિંદુસ્તાનમાં તે વખતે કેળવણીનો

પ્રચાર સારી પેઠે થયેલો હતો, લોકોની નૈતિક સ્થિતિ ઉંચા દરજ્જાની હતી, રાજા ધર્મપરાયણ હતો અને પ્રજામાં ગુન્હા બહુ જ ઓછા થતા હતા.

---

# પ્રકરણ ૧૯મું

---

## ભારતીય સામ્રાજ્યો

સામ્રાજ્યો બે જાતનાં હોય છે. એકમાં રાજ્યની બધી સત્તા એક મધ્યવર્તી વ્યક્તિ કે મંડળના હાથમાં હોય છે અને ત્યાંથી જ બધાં સૂત્રો ચલાવવામાં આવે છે. બીજા પ્રકારના સામ્રાજ્યમાં રાજ્યસત્તા માંડલિક રાજ્યોમાં વ્યસ્ત (વહેંચાયેલી) હોય છે. પ્રથમ પ્રકારના સામ્રાજ્યમાં સમ્રાટ્‌ના હાથમાં સત્તા વધારેમાં વધારે હોય છે. તેની સત્તા સામ્રાજ્યના ખૂણેખૂણા સુધી સીધી પહોંચી શકે છે, સામ્રાજ્યની દરેક શક્તિનો તે પૂરો ઉપયોગ કરી શકે છે અને ગમે તેટલા મ્હોટા પાયા ઉપર કંઇ કામ કરવું હોય તો તે કરી શકે છે. પણ એ સાથે સામાન્ય વર્ગમાં સ્વાતંત્ર્ય બહુ જ ઓછું રહે છે. દરેકને મધ્યવર્તી શક્તિની ધારણા બહાર લાવવામાં જ પોતાની શક્તિ ખુવાર કરવી પડે છે.

આ પદ્ધતિમાં થોડા દિવસ સુધી સામ્રાજ્યનું સામર્થ્ય વધે છે, પણ વ્યક્તિનું સામર્થ્ય ઘટે છે અને વ્યક્તિનો વિકાસ અટકે છે.

સામ્રાજ્યના બીજા પ્રકારમાં ન્હાનાં ન્હાનાં રાજ્યો એકત્ર મળીને તેનું સામ્રાજ્ય બનેલું હોય છે. આ પદ્ધતિમાં મધ્યવર્તી સરકાર હમેશાં શક્તિમાન નથી રહેતી. ન્હાનાં રાજ્યોમાં જ્યાં સુધી જેટલે દરજ્જે અને જે બાબતમાં એકતા હોય તેટલા પુરતું જ સામર્થ્ય એકત્ર થઇ શકે છે અને તેટલા પૂરતાં જ કામો મ્હોટા પ્રમાણ ઉપર થઇ શકે છે.

આ પદ્ધતિમાં જ્યારે કુદરતી આફત સામે અથવા બાહ્ય શત્રુ સામે લડવાનું હોય છે ત્યારે બધાં ન્હાનાં ન્હાનાં રાજ્યો સમાન સંકટના દબાણથી એક થાય છે, મધ્યવર્તી સત્તાના હાથપગમાં જોર આવે છે અને સંકટનું નિવારણ થાય છે.

બધી પ્રજામાં જ્યારે એક જ રાષ્ટ્રીય ઉત્સાહનો જુસ્સો વધે છે અથવા પ્રજા જ્યારે એક જ સાર્વત્રિક વિચારથી તરબોળ થઈ જાય છે ત્યારે પણ મધ્યવર્તી સત્તા જોરાવર થાય છે અને સ્થાનિક ભેદ ભૂલાઇ જાય છે.

હિંદુસ્તાન ઉપરનું આજનું અંગ્રેજી સામ્રાજ્ય પહેલા પ્રકારનું છે. મોગલ સામ્રાજ્ય પણ પહેલા પ્રકારનું જ ગણાય. સામ્રાજ્ય વિષેની પ્રાચીન હિંદુ કલ્પના બીજા પ્રકારની હતી.

કહેવાય છે કે શરૂઆતમાં આર્ય લોકો ન્હાનાં રાજ્યો જ પસંદ કરતા, પણ જ્યારે પરશુરામે એકવીસ વાર ક્ષત્રિયો

સામે યુદ્ધ કર્યા ત્યારે ક્ષત્રિયોએ સંપનું મહત્ત્વ જાણી પોતામાંથી એક જણને સમ્રાટ્પદ આપી સામંતચક્ર નક્કી કર્યું. આવા સામંતચક્રમાં દરેક રાજા સમ્રાટ્‌ને કારભાર આપી સ્વતંત્ર રહેતો. જ્યાં સુધી કોઇ માંડલિક રાજા અધર્મ ન કરે ત્યાં સુધી તેને સમ્રાટ્ તરફથી કશી બીક રહેતી નહિ. સમ્રાટ્ તેના કાર્યમાં દરમ્યાનગીરી કરતો નહિ. જ્યારે કોઇ ભારે સંકટ આવતુ ત્યારે બધા સંપીને લડતા અને તેવું સંકટ ન હોય ત્યારે કેટલીક વાર મહત્ત્વાકાંક્ષાને લીધે કોઇ પરાક્રમી માંડલિક પોતે ચક્રવર્તી થવા દિગ્વિજયે નીકળતો, અને ફાવી જાય તો પોતે ચક્રવર્તી બની જતો.

જ્યાં સુધી મધ્યવર્તી સત્તા અથવા ચક્રવર્તી સમ્રાટ્ પ્રભાવશાળી હોય ત્યાં સુધી તેનું સામ્રાજ્ય સામ્રાજ્યના રૂપમાં ટકી રહેતું. મધ્યવર્તી શક્તિ ક્ષીણ થાય એટલે ન્હાનાં રાજ્યો સ્વતંત્ર થવાનું પસંદ કરતાં. કોઇ પણ રાજાને કાંઇ પણ મહાન કાર્ય કરવાની મહત્ત્વાકાંક્ષા થઇ જાય ત્યારે તે ચક્રવર્તી થવાનો પ્રયત્ન કરતો, અને એ કલ્પનાને અનકૂળ એવા રાજાઓને મિત્ર બનાવી અને વિરોધી રાજાઓને જીતી લઇ પોતાનું ધાર્યું પાર પાડતો.

જીતેલું રાજ્ય સમ્રાટ્ ખાલસા કરતો નહિ, પણ પરાજિત વંશના જ પોતાને અનુકૂળ એવા કોઇ રાજપુત્રને તે સોંપી દેતો. રામે રાવણની લંકા વિભીષણને સોંપી દીધી. જરાસંધ પછી તેનું મગધનું રાજ્ય તેના વંશમાં જ ચાલ્યું. શિશુપાલ અને કંસની બાબતમાં તેમજ બન્યું. સિકંદરને પણ પોરસની બાબતમાં તેમજ કરવું પડયું.

આ પદ્ધતિથી સ્થાનિક સ્વરાજ્ય કાયમ રહેતું અને સંસ્કૃતિનો નાશ થતો નહિ; સ્વભાવ અને પરિસ્થિતિના ભેદ પ્રમાણે સંસ્કૃતિમાં વિવિધતા અને પ્રાણ પોષાતાં, નવી વ્યાપક કલ્પના ઉદ્‌ભવે તેને માટે અનુકૂળ વાતાવરણ તૈયાર રહેતું.

જરાસંધ, રાવણ, કંસ, ભસ્માસુર, વગેરે રાજાઓ મધ્યવર્તી સામ્રાજ્યના હિમાયતી હશે એમ લાગે છે. કેમકે તેઓ જીતાયલા રાજાઓને કારાગૃહમાં પૂરી દેતા. જ્યારે આર્ય આદર્શ પ્રમાણે તો લોકોને પોતાની પસંદગીનો પરંપરાગત રાજવંશ રાખવાની પ્રથા હતી. માટે જ ઉપરના રાજાઓને અસુર અને રાક્ષસો તરીકે વર્ણવેલા છે. એક ચક્રવર્તી અને બીજા બધા સામંત એવી વ્યવસ્થા રાખવાથી લોકોને ઘણું સ્વાતંત્ર્ય રહેતું. લોકોના સ્વભાવભેદ પ્રમાણે રાજ્યતંત્રની વિવિધતા રહેતી, અને તેથી લોકો સુખી રહેતા. જેમ ઘરમાં ભાઇ ભાઇ પ્રેમથી રહે અને મ્હોટાભાઇને વધારે માન આપે તેમજ આ સામંતચક્રમાં ચક્રવર્તીનું સ્થાન રહેતું. તેથી કુટુંબનો કાયદો રાજદ્વારી પ્રકરણમાં પણ અમલમાં આવતો. કુટુંબમાં પ્રેમના ન્યાયથી કજીયા પતાવવામાં આવે છે, જ્યારે પારકા લોકો સાથે તે માટે લડવું પડે છે. સામંતચક્રમાં જેમ જેમ વધારે રાજાઓ આવી ભળતા તેમ તેમ યુદ્ધના પ્રસંગો ઓછા થઇ જતા અને સમાજ વધારે સંસ્કારી તથા શાન્તિપ્રિય બની જતો. દરેક માણસ લડીને જ પોતાના કજીઆ પતાવી દે એ જંગલી દશા છે. મ્હોટાં રાજ્યો પણ સ્વેચ્છાપૂર્વક ધર્મબંધનથી એકત્ર થાય અને પ્રેમધર્મ પ્રમાણે કજીઆ પતાવે એ અત્યંત સુધરેલી દશા ગણાય.

વ્યક્તિસ્વાતંત્ર્યને હાનિ પહોંચાડયા વગર સંઘસામર્થ્ય કેળવવું એ જેમ કુટુંબનો ઉદ્દેશ હોય છે તે જ પ્રમાણે આર્ય સામ્રાજ્યોમાં પણ થતું.

સિકંદરની ચડાઇને લીધે દેશમાં એકતા આણવાની જરૂર તે વખતના લોકોને જણાઇ હશે અને તેથી જ પ્રજાએ ચંદ્રગુપ્તને સામ્રાજ્ય સ્થાપવામાં હરકત નહિ કરી હોય. પણ ચાણક્યની નીતિમાં તો એકમુખી મધ્યવર્તી સામ્રાજ્ય સ્થાપવાનું જ હતું. ચાણક્યે સ્થાનિક સ્વરાજ્યને બહુ મહત્ત્વ આપ્યું જણાતું નથી. સ્થાનિક સ્વરાજ્ય જેટલે દરજ્જે તેને કબૂલ રાખવું પડયું તેટલું જ તેણે રાખ્યું છે. ચંદ્રગુપ્તના સામ્રાજ્યને તે વખતના લોકોએ આસુરી સામ્રાજ્ય કહ્યું નથી, પણ **नन्दान्तं क्षत्रियकुलम्** એ વચનથી પોતાનો મતભેદ જરૂર જણાવ્યો છે. જુના આદર્શ પ્રમાણે જો કોઈ સામ્રાજ્ય સ્થાપવા જાય તો તેનો રૈયત તો વિરોધ કરતી જ ન હતી. સેના સામે સેના લડી લેતી. કેમકે રાજ્ય ગમે તેનું થાય તોપણ પ્રજાનું સ્વાતંત્ર્ય જળવાઇ જ રહેતું. પણ ચંદ્રગુપ્તના વખતમાં પ્રજા ઉપરનો અંકુશ વધ્યો. તેથી જ ચંદ્રગુપ્તના પૌત્ર અશોકે જ્યારે કલિંગ દેશ ઉપર સ્વારી કરી ત્યારે આખી પ્રજાએ કદી નહિ કરેલો એવો સખ્ત વિરોધ કર્યો. અશોકે પણ એટલી જ ક્રૂરતાથી કલિંગની પ્રજાને કચડી નાંખી. પણ આખરે તેનું આર્ય હૃદય પસ્તાયું. તેણે ઐહિક સામ્રાજ્યનો વિચાર છોડી દઈ ધર્મસામ્રાજ્ય સ્થાપવાની પ્રવૃત્તિ આદરી. બુદ્ધ ભગવાનના નવા ધર્મની પ્રેરણા દેશમાં ચાલતી હતી

તેથી દેશ આવા સામ્રાજ્યને માટે તૈયાર હતો. તેથી જ અશોકનું સામ્રાજ્ય જામી ગયું અને ટક્યું. અશોક પછી આ સામ્રાજ્યનું કાર્ય અને તેની પ્રેરણા નહિ રહેવાથી સામ્રાજ્ય નાશ પામ્યું અને ફરી સ્વાભાવિકપણે ન્હાનાં ન્હાનાં રાજ્યો સ્થપાયાં.

---

# પ્રકરણ ૨૦મું

## શુંગ વંશ અને આંધ્ર વંશ

(૨૦૦૦ વર્ષ પહેલાં)

અશોક પછી તેના બે પૌત્ર ગાદી ઉપર આવ્યા જણાય છે. પૂર્વ તરફ દશરથ રાજ્ય કરતો અને પશ્ચિમ તરફ ઉજ્જયિનીમાં સંપ્રતિનું રાજ્ય ચાલતું. સંપ્રતિએ જૈન ધર્મનો પુરસ્કાર કર્યો અને દશરથે આજીવિક સંપ્રદાયના લોકોને વિહાર બાંધી આપ્યા એવો ઉલ્લેખ મળી આવે છે. મૌર્ય વંશનો છેલ્લો રાજા બૃહદ્રથ પ્રજાપાલન કરવા અસમર્થ નીવડ્યો એટલે તેના સેનાપતિ પુષ્યમિત્ર શુંગે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી રાજ્ય લઈ લીધું. ત્યાર પછીની ઘટનાઓ જોતાં પુષ્યમિત્ર જેવા ધીટ માણસના હાથમાં જ રાજ્ય હોવાની જરૂર હતી એમ સિદ્ધ થાય છે.

પુષ્યમિત્રને ઘરના અને બ્હારના શત્રુઓ સાથે ખૂબ લડવું પડ્યું. એક તરફથી કલિંગ દેશનો રાજા

ખારવેલ એના પર ચઢાઈ કરી આવ્યો હતો. ખારવેલ જૈન હતો અને દક્ષિણના તે જ વખતે ચડતીમાં આવતા આંધ્ર લોકો સાથે તેને મૈત્રી હતી. ખારવેલ ગંગા નદી સુધી ચઢાઇ કરી આવ્યો હતો, પણ તેના અકાળ મરણથી પુષ્યમિત્ર તેના તરફની ચિંતામાંથી મુક્ત થઇ ગયો. પશ્ચિમ તરફ યવન રાજા મિલિન્દ (મીનેન્ડર) અફઘાનિસ્તાન અને પંજાબ ઉપર રાજ્ય કરતો હતો. એણે શાકલ (શિયાળકોટ) પોતાની રાજધાની કરી હતી. મિલિન્દ પૂર્વ તરફ ધસી આવ્યો. તેણે કાઠીઆવાડ અને રજપૂતાનાના કેટલાક ભાગમાં તથા આ તરફ મથુરા અને અયોધ્યા સુધી આક્રમણ કર્યું. પુષ્યમિત્રે એનો પરાભવ કર્યો અને તેને એવો હરાવ્યો કે ઘણાં વર્ષો સુધી યવન લોકોએ હિંદુસ્તાનનું નામ ન લીધું. યવનો સાથેના વિગ્રહનું કામ યુવરાજ અગ્નિમિત્રને સોંપવામાં આવ્યું હતું. તેણે મથુરામાં મથક રાખ્યું હતું. આસપાસનો મુલક જીતી તેણે મગધરાજના કબજામાં આણ્યો. પુષ્યમિત્રે આ જીતાયલા મુલકની નવી સુબાગિરી સ્થાપી તેનો વહીવટ અગ્નિમિત્રને સોંપ્યો. તેણે વિદિશામાં પોતાની રાજધાની રાખી.

અગ્નિમિત્રે વિદર્ભ દેશના રાજાને પણ હરાવ્યો. આમ બધી બાજુએ વિજય મેળવ્યા પછી પુષ્યમિત્રે

પોતાનો વિજય જાહેર કરવા અશ્વમેધ યજ્ઞ કર્યો. એમ મનાય છે કે હિંદુસ્તાનના મહાપંડિત સર્વશાસ્ત્ર-વિશારદ પંતજલિ એ અશ્વમેધને વખતે હાજર હતા.

અશ્વમેધના ઘોડાનું રક્ષણ પુષ્યમિત્રે પોતાના પૌત્ર વસુમિત્રને સોંપ્યું હતું. સિંધુ નદી પાર યવન લોકો સાથે તેને યુદ્ધ થયાનો ઉલ્લેખ મળે છે. યવનોનો પરાભવ કરવો સહેલી વાત હતી. થોડા દિવસમાં યજ્ઞ પૂરો થયો અને પુષ્યમિત્રની કીર્તિ દિગન્ત ફેલાઈ.

પુષ્યમિત્ર ચક્રવર્તી બન્યો; છતાં આખર સુધી એ સેનાપતિ નામે જ ઓળખાતો. પુષ્યમિત્રના વંશને શુંગ વંશ કહે છે. પુષ્યમિત્ર અને અગ્નિ-મિત્રનો ઉલ્લેખ મહાકવિ કાળિદાસના માલવિકાગ્નિ-મિત્રમાં છે. મિલિન્દનો ઉલ્લેખ બૌદ્ધ ધર્મગ્રંથ 'મિલિન્દ-પહ્નો અથવા મિલિન્દપ્રશ્નમાં આવે છે. એ ગ્રંથમાં રાજા મિલિન્દ અને બૌદ્ધ સાધુ નાગસેન વચ્ચેનો ધાર્મિક સંવાદ છે. ખારવેલનો ઉલ્લેખ એણે જૈન સાધુઓ માટે જે ગુફાઓ ખોદાવેલી હતી તેની અંદરના શિલાલેખમાં છે.

શુંગ વંશના રાજાઓ સૂર્યના ઉપાસક હશે એમ લાગે છે, કેમકે દરેકના નામને અંતે 'મિત્ર' શબ્દ આવે છે.

## ખારવેલ

કલિંગ દેશ એટલે હાલનો ઉત્કલ પ્રાન્ત, મહાનદી તથા ગોદાવરીનાં મુખની આસપાસનો મુલક. પુષ્યમિત્રના વખતમાં આ પ્રદેશ ઉપર પ્રતાપી અને સંસ્કારી ખારવેલ રાજા રાજ્ય કરતો હતો. એણે પશ્ચિમ તરફના આંધ્ર રાજા સાથે મૈત્રી કરીને કોસલ અને વેંગીમંડળ પ્રદેશ જીતી લીધા હતા, અને નાશીક સુધી પોતાની આણ વર્તાવી હતી. થોડા દિવસ રાજ્ય સુવ્યવસ્થિત કરવામાં ગાળી એણે મગધ ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરી. પ્રથમ ચઢાઈમાં તો તે ખૂબ ફાવ્યો. બીજી ચઢાઈમાં બહુ ફાવ્યો હોય એમ લાગતું નથી. ત્રીજીમાં એણે સારી સફળતા મેળવી, પુષ્યમિત્રને નમાવ્યો, આદિ તીર્થંકર ઋષભદેવની મૂર્તિ પાટલીપુત્રથી રાજગૃહ પાછી આણી અને જૈન ધર્મની પ્રતિષ્ઠા વધારી દીધી. ખારવેલે જૈન સાધુઓને સારો આશ્રય આપ્યો હતો, છતાં અન્યધર્મીઓની ઉપેક્ષા કરી ન હતી. એણે નહેરો ખોદાવી, તળાવ ખોદાવી, જાહેર બાગ કરાવી અને બીજાં અનેક સાર્વજનિક કામો કરી પ્રજાને સુખી કરી હતી. ખારવેલ ભરજુવાનીમાં ગુજરી ગયો ન હોત તો વખતે એ કીર્તિશાળી સમ્રાટ્ થઈ જાત.

શુંગ વંશ પછી કાણ્વ વંશ મગધની ગાદી ઉપર આવ્યો, પણ તેનું રાજ્ય બહુ જ ન્હાનું હશે એમ લાગે છે.

મૌર્ય વંશ પછી પ્રભાવશાળી રાજ્ય તો આંધ્ર વંશનું હતું. આ વંશની બહુ વિગત મળતી નથી. આંધ્ર રાજ્યનો વિસ્તાર બહુ જ મ્હોટો હતો. પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી આંધ્ર રાજાઓની આણ વર્તતી હતી. આંધ્ર રાજ્યમાં મ્હોટાં મ્હોટાં ત્રીશ શહેરો હતાં. એક લક્ષ પાયદળ, બે હજાર હયદળ અને એક હજાર ગજદળ, આટલું સૈન્ય તો મૌર્ય રાજાઓના વખતમાં જ એમનું હતું. શ્રીકાકુલમ્—હાલનું શીકાકોલ એ એમની રાજધાની હતી. પણ રાજ્યનો વિસ્તાર થયા પછી પ્રતિષ્ઠાન અથવા પૈઠણ એ એમની રાજધાની થઇ. આંધ્ર વંશમાં હાલ નામનો એક પ્રખ્યાત રાજા થઈ ગયો. એ પોતે વિદ્વાન અને રસિક હતો તથા વિદ્વાનોને આશ્રય આપતો. હાલે પોતે 'ગાથાસપ્તશતી' નામનો એક પ્રાકૃત ગ્રંથ લખેલો છે, જે ઉપરથી એ જ અનુમાન થાય છે કે તે વખતના લોકો અત્યંત વિલાસી અને ધર્મભ્રષ્ટ હતા. આ જ જમાનામાં બૃહત્કથા નામનો એક મ્હોટો ગ્રંથ પૈશાચી ભાષામાં લખાયો.

આંધ્ર રાજાનાં નામો માતાના ગોત્ર ઉપરથી રખાયલાં જોવામાં આવે છે. વાસિષ્ઠીપુત્ર, ગોતમીપુત્ર, માધવીપુત્ર એવાં રાજાઓનાં નામ આવે છે.

આંધ્ર વંશમાં વિલિવાયકુર એ સૌથી પરાક્રમી રાજા થઇ ગયો. એણે પશ્ચિમ તરફથી આવેલા પલ્લવ રાજા નહપાણુનો પરાભવ કર્યો.

આંધ્ર રાજાઓ સનાતનધર્મી હતા અને સ્માર્ત ધર્મનો બરાબર અમલ કરતા. તેમણે વર્ણસંકર થવા ન દીધો એવું તેમનું એક ઠેકાણે વર્ણન છે. પણ તેમાં ખરેખર તેઓ ફાવ્યા હશે એમ લાગતું નથી. કેમકે એ જ વંશનો રાજા પુલુમાયી ગુજરાતના રુદ્રદામનની કુંવરી સાથે પરણ્યો હતો.

આંધ્ર રાજાઓએ બૌદ્ધ લોકોને પણ સારી પેઠે મદદ કરી હતી અને બાદ્ધ ગુફાઓ પણ ખોદાવી હતી. એટલે તે વખતમાં ધાર્મિક મતભેદને લીધે જુલમ થતો હશે એમ સંભવતું જ નથી. નાંશિક, કાર્લી વગેરે સ્થળોની ગુફાઓ અને સાંચીનો સ્તૂપ આંધ્ર કાળનો જ છે.

આંધ્ર વંશને શાતકર્ણી પણ કહે છે.

# પ્રકરણ ૨૧મું

## સરહદ ઉપરના યવનો

આપણે આજે માનીએ છીએ તેમ હાલા અને સુલેમાન એ હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ ન હતી. બોલન-ઘાટ, ખૈબરઘાટ અને ગોમલઘાટને રસ્તે વેપારીઓની પોઠો આવતી જતી. હિંદુસ્તાન સૌથી સુધરેલું અને વેપારમાં આગળ પડતું રાષ્ટ્ર હોવાથી દૂર દૂર દેશના વેપારીઓ અને વિદ્યાર્થીઓ હિંદુસ્તાનમાં આવતા. બલુચિસ્તાન-માં આજના કરતાં વરસાદ સારો પડતો અને હેલમન્ડ નદીને કાંઠે વસ્તી સારી હતી. ઇરાન અને અફઘાનિ-સ્તાનનો હિંદુસ્તાન સાથે સંબંધ આજના કરતાં વધારે હતો. ઇરાનના રાજા ડેરિયસના સામ્રાજ્યની સરહદ સિંધુ નદી સુધી હતી, અને તેથી જ સિકંદરને થયું કે ઇરાન જીત્યું એટલે સિંધુ નદીનો મુલક એને મળવો જ જોઇએ.

સિકંદર પછી એના રાજ્યના કકડા પડી ગયા. અફઘાનિસ્તાન અને ઉત્તરના પ્રદેશમાં તેની સાથે

આવેલા જે લોકો વસ્યા અને ત્યાંની મૂળ વસ્તી સાથે ભળી ગયા તે 'બૅક્ટ્રિયન'ને નામે ઓળખાતા હતા. બૅક્ટ્રિયા (હાલનું બલ્ખ) એ તેમની રાજધાની હતી. તેની પશ્ચિમમાં કૅસ્પિયન સમુદ્રની દક્ષિણ તરફ પાર્થિયાનો ભાગ છે. ત્યાં વસેલા સિકંદર સાથે આવેલા યવનો પાર્થિયન બની ગયા. હિંદુસ્તાનના ઇતિહાસમાં 'પહ્લવ' નામે ઓળખાતા લોકો આ જ હશે એમ કેટલાક માને છે.

પહ્લવ લોકોનું રાજ્ય પ્રથમ ગુજરાતમાં થયું. તેઓ ધીમે ધીમે મહારાષ્ટ્ર તરફ ધસ્યા અને પછી તેમણે છેક દક્ષિણ સુધી પ્રવેશ કર્યો. દક્ષિણ હિંદુસ્તાનના ઇતિહાસમાં ત્યાંનાં પાંડય, ચોલ અને કેરલ રાજ્યોનાં પહ્લવો સાથેનાં યુદ્ધો એક મહત્ત્વનું પ્રકરણ છે.

અશોક પછી મૌર્ય રાજ્ય અસ્તવ્યસ્ત થયું તે વખતે અફઘાનિસ્તાન તરફ બૅક્ટ્રિયન રાજ્યો જોરમાં આવ્યાં. એ રાજાઓના સિક્કા પંજાબ તરફ ખૂબ મળી આવે છે. મીનેન્ડર એમાંનો જ એક હતો. એનું રાજ્ય લગભગ અયોધ્યા સુધી વિસ્તર્યું હતું. પણ પુષ્યમિત્રે તેને હઠાવ્યો. એના જ વંશમાં એક રાજાના વખતમાં એટલે કે ઇ. સ. પૂર્વે ૧૪૦ અને ૧૩૦ ના

અરસામાં બેસનગર નામના સ્થાને હેલિઓડોરસ નામના તક્ષશિલાના એક રાજાએ એક સ્તંભ ઉભો કર્યો. આ સ્તંભ વાસુદેવ સ્તંભ તરીકે પ્રખ્યાત છે. વૈષ્ણવ ભક્તિમાર્ગનો એ જુનામાં જુનો ઐતિહાસિક ઉલ્લેખ છે.

બૅક્ટ્રિયન લોકો પછી પાર્થિયન લોકો હિંદુસ્તાન તરફ આવવા લાગ્યા. તેમના રાજા મિથ્રિડેટીસની સત્તા સિંધુ નદી સુધી ફેલાયલી હતી. પાર્થિયન લોકોના વંશજોએ અથવા અમલદારોએ સોરાષ્ટ્રમાં સત્રપ (ક્ષત્રપ) નામ ધારણ કરી રાજ્ય કર્યું જણાય છે. પાર્થિયન લોકો અને પહ્લવ લોકો એક જ છે એમ મનાય છે. પણ એ બાબતમાં ઇતિહાસકારોમાં હજી તીવ્ર મતભેદ છે. પાર્થિયન રાજા ગોન્ડોફર્નેસના વખતમાં (ઈ. સ. ૨૦ થી ૪૮ સુધીના અરસામાં) ખ્રિસ્તી ધર્મ હિંદુસ્તાનમાં આવ્યો જણાય છે. સેન્ટ ટૉમસ નામનો એક ખ્રિસ્તી સાધુ દક્ષિણ હિંદુસ્તાનમાં આવીને રહ્યો હતો એવો દાખલો મળે છે.

# પ્રકરણ ૨૨મું

## કનિષ્ક

(૧૯૦૦ વર્ષ પહેલાં)

બૌદ્ધ કાળથી હિંદુસ્તાને આસપાસની જાતિઓને સુધારવાનું કામ લાંબા વખત સુધી કર્યું હતું. મનુસ્મૃતિમાં લખેલો શ્લોક આ કાળને પણ બરાબર લાગુ પડે છેઃ

> एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
> स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वं मानवाः ॥

પાર્થિયન લોકો પછી કુશાન લોકો હિંદુસ્તાન તરફ ધસી આવ્યા. કુશાન લોકો પશ્ચિમ ચીનની હુએચી જાતિની એક શાખા છે. પોતાના દેશમાં કુદરતી અને રાજદ્વારી અગવડોથી કંટાળીને હુએચી લોકો વધારે પશ્ચિમ તરફ સરદરિયા નદીને દક્ષિણ કાંઠે જઇને વસ્યા. ત્યાં શક લોકો સાથે તેમનો ઝગડો થયો અને શક લોકો તે સ્થાન છોડી અફઘાનિસ્તાનની દક્ષિણમાં જઇ વસ્યા. આ

સ્થાનને શકસ્થાન અથવા શિસ્તાન કહે છે. બન્ને જાતિઓ અસલની ભટકતી ગોપજાતિઓ હતી. પણ જેમ જેમ તેઓ હિંદુસ્તાન તરફ આવતી ગઈ તેમ તેમ સુધરતી ગઈ. હુએચી લોકોએ ભટકવાનું છોડી દઈ બૅક્ટ્રિઆની આસપાસ વસવાટ કર્યો. તેમની કુશાન શાખાએ કાબુલની આસપાસ રહેવાનું પસંદ કર્યું. આ કુશાન લોકોનો પ્રથમ રાજા કેડફ્યુશિયસ નામનો હતો. તેણે બોખારાથી બલુચિસ્તાન સુધી અને ઈરાનથી સિંધુ નદી સુધીનો મુલક સર કર્યો. ન્હાનાં ન્હાનાં રાજ્યો તૂટી જવાથી વેપાર વધ્યો અને હિંદુસ્તાન પશ્ચિમ તરફના દેશોના પ્રસંગમાં વધારે ને વધારે આવવા લાગ્યું. એનો પૌત્ર કનિષ્ક એક મહા પ્રતાપી અને સંસ્કારી રાજા થઈ ગયો. એણે પોતાનું રાજ્ય હિંદુસ્તાનમાં મધ્ય દેશ સુધી, ઉત્તરમાં મધ્ય એશિયા ( કાશગર, યારકન્દ અને ખોતાન) સુધી અને વાયવ્યમાં કાસ્પિયન સમુદ્રના કાંઠા સુધી વિસ્તાર્યું. ચીનના બાદશાહે એના પૂર્વજોને હરાવ્યા હતા તે કલંક ધોવા માટે તેણે ચીન દેશ ઉપર સ્વારી કરી અને ચીનના બે રાજપુત્રોને ઓલમાં પકડી આણ્યા. તેમને તેણે કાબુલ અને પંજાબમાં રાખ્યા હતા.

કનિષ્ક બૌદ્ધધર્મી હતો અને તેણે તે ધર્મને નવી દૃષ્ટિએ સુવ્યવસ્થિત કરવાને એક મ્હોટી સભા બોલાવી હતી. હિંદુસ્તાનમાં અશોકના સમયમાં બૌદ્ધ ધર્મનો પૂરો વિસ્તાર થયો હતો અને તેની અસર ધીમે ધીમે જુના હિંદુ ધર્મ ઉપર પંડતી જતી હતી. કનિષ્કના વખત સુધીમાં હિંદુ ધર્મમાં ઘણો જ ફેરફાર થયો હતો અને બૌદ્ધ ધર્મની પ્રતિષ્ઠા પહેલાં જેટલી રહી ન હતી. પણ બહાર એટલે આસપાસના દેશોમાં બૌદ્ધ ધર્મ સુધારાનું કામ કર્યે જતો હતો. એવા લોકોને માટે તેમની જડ ઘાલી બેઠેલી માન્યતાઓ દૂભાય નહિ એવી રીતે બૌદ્ધ ધર્મનું નવું સંસ્કરણ કરવાની જરૂર હતી. એક તરફ સુધરેલો હિંદુ ધર્મ અને બીજી તરફ પરદેશી જંગલી પ્રજાઓની માન્યતાઓ એ બન્નેનો સમન્વય કરી એક રાષ્ટ્રીય બૌદ્ધ ધર્મ નક્કી કરવાનું મહાન કાર્ય કનિષ્કે આદર્યું.

તેને માટે એણે કાશ્મીરમાં કુન્ડલવન નામના વિહારમાં બૌદ્ધ સાધુઓની એક સભા બોલાવી. તેમાં ભિન્ન ભિન્ન મતના પ્રતિનિધિઓ એવા પાંચસો બૌદ્ધ સાધુઓ ભેગા થયા હતા. પાર્શ્વિક નામનો સાધુ એ સભાનો અધ્યક્ષ હતો. આ સભાએ તમામ બૌદ્ધ

સાહિત્યનું નિરીક્ષણ અને સંશોધન કરી, તેનાં ઉપર વાદવિવાદ ચલાવી મ્હોટાં ભાષ્યો રચ્યાં. તેમણે બૌદ્ધ ધર્મના અઢાર સંપ્રદાયો માન્ય રાખ્યા અને ત્રિપિટક * ઉપર મહાવિભાષા નામની ટીકા લખી. કનિષ્કે એ ગ્રંથ તાંબાનાં પતરાં ઉપર કોતરાવીને સુરક્ષિત રાખવા માટે શ્રીનગર પાસે એક સ્તૂપની નીચે દટાવી દીધો. હજી તે હાથ આવ્યો નથી. મહાવિભાષાનો અનુવાદ ચીની ભાષામાં થયેલો મળે છે.

ધર્મસંસ્કરણનું આટલું સંગીન કામ કરતાં વર્ષો વીત્યાં હશે. હાલની પેઠે વિષમનિયામક સમિતિ મારફતે ત્રણ દિવસમાં જો તે કામ પતાવવામાં આવત તો અઢાર સંપ્રદાયના ઝઘડા મટત ખરા ?

આ બૌદ્ધ ધર્મના નવા સંસ્કરણને ‘ મહાયાન ’ એવું અનુરૂપ નામ મળ્યું. મહાયાનમાં બધાનો સમાસ થતો હતો, તેનાથી જુદું પાડવા અસલ બૌદ્ધ ધર્મને ‘ હીનયાન ’ એ નામ મળ્યું.

કનિષ્કે પામિર જેવા ઉત્તુંગ પ્રદેશમાં પોતાની સેના લઇ જઇ પોતાનું સેનાપતિત્વ સિદ્ધ કર્યું હતું,

* ત્રિપિટક એ બૌદ્ધ ધર્મનો મ્હોટામાં મ્હોટો ગ્રંથ છે. સુત્ત, વિનય અને અભિધમ્મ એ તેની ત્રણ પેટીઓ (વિભાગ) છે. સુત્તમાં બુદ્ધના ઉપદેશનો સંગ્રહ છે. વિનયમાં ભિક્ષુઓએ પાળવાના નિયમો છે અને અભિધમ્મમાં બૌદ્ધ તત્ત્વજ્ઞાનનું વિવેચન છે.

બૌદ્ધ ધર્મનો સંસ્કાર કરી એણે પોતાનું લોકપતિત્વ સિદ્ધ કર્યું. ચક્રવર્તી અશોક તથા હવે પછી આવનારા સમુદ્રગુપ્ત અને હર્ષવર્ધન જેવા ભારતસમ્રાટો સાથે શૂર અને સંસ્કારી સમ્રાટ તરીકે કનિષ્કની પણ ગણના થાય છે.

પોતાનું રાજ્ય હિંદુસ્તાન બહાર પશ્ચિમ તરફ ખૂબ વધેલું હોવા છતાં કનિષ્કે પોતાની રાજધાની કાબુલમાંથી ફેરવીને *પુરુષપુર અથવા પેશાવરમાં રાખી. કનિષ્કના વખતમાં પેશાવર અને તક્ષશિલા વેપાર તેમજ વિદ્યાનાં પ્રખ્યાત મથકો હતાં, અને દૂરદૂર દેશના લોકો અહિં આવી રહેતા.

---

*હું માનું છું કે પેશાવરનું મુળ નામ પુરુષપુર નહિ પણ પિશાચપુર હશે. ત્યાંના પ્રાચીન લોકોને પિશાચ કહેતા અને તેમની ભાષા પૈશાચી હતી.

દ. બા. કા.

# પ્રકરણ ૨૩મું.

## હીનયાન અને મહાયાન

ગૌતમબુદ્ધનું નિર્વાણ થયા પછી તેમના શિષ્યો ભેગા થયા અને તેમણે બુદ્ધ ભગવાનના ઉપદેશનો સંગ્રહ કરીને તેના ગ્રંથ રચ્યા. એ ગ્રન્થો ત્રિપિટક નામે ઓળખાય છે. ઘણાં વર્ષ સુધી ત્રિપિટકમાં આપેલા ઉપદેશ પ્રમાણે બૌદ્ધ લોકો ચાલતા. પણ જેમ જેમ બૌદ્ધ ધર્મને રાજ્યાશ્રય મળતો ગયો તેમ તેમ બૌદ્ધધર્મનો પ્રચાર પરદેશમાં કરવા તરફ પ્રવૃત્તિ વધી. કર્મકાંડથી કંટાળી ગયેલા હિંદુ લોકોને માટે તો ગૌતમબુદ્ધનો ઉપદેશ અનુકૂળ હતો પરંતુ તે જ રૂપમાં એ હિંદુસ્તાન બહારના, પ્રમાણમાં જંગલી લોકોને અનુકૂળ થાય તેમ ન હતું. તેથી ઉપદેશક લોકોને આ નવા શિષ્યોને અનુકૂળ થાય એવા ફેરફારો બૌદ્ધ ધર્મમાં કરવા પડ્યા હશે જ. વળી હિંદુસ્તાનમાં બ્રાહ્મણધર્મ અથવા હિંદુધર્મ મરી તો ગયો જ ન હતો. તેના ઉપર બૌદ્ધ ધર્મની અસર થવાથી એ વિશેષ શુદ્ધ થયો હતો. અને તેથી શક, હૂણ વગેરે કેટલાક પરદેશી લોકોને આ બ્રાહ્મણધર્મ પણ આકર્ષક થઈ પડયો. એટલે આવા સુધરેલા બ્રાહ્મણધર્મ સાથે હરિફાઈ કરવા સારૂ પણ બૌદ્ધધર્મમાં ઘણા

ફેરફાર કરવા પડયા હશે. ફેરફાર થવાનું ત્રીજું કારણ એ સંભવે છે કે તે જમાનામાં રાજ્યસત્તા બૌદ્ધ રાજાઓના હાથમાં હતી અને પરદેશીઓના હુમલા સામે પોતાની સત્તા ટકાવવા માટે બૌદ્ધ રાજાઓને પોતાની હિંદુ પ્રજાની મદદ મેળવવી અત્યંત આવશ્યક હતી તેથી હિંદુ પ્રજાનું સમાધાન થાય એવા પણ ફેરફાર તેમણે દાખલ કરાવ્યા હશે. શક હૂણાદિ જે રાજાઓએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો અને જેમનાં રાજ્ય હિંદુસ્તાનમાં જામી ગયાં હતાં, તેમને પણ બ્રાહ્મણ પ્રજાને ખુશ કરવા માટે હિંદુઓના રીતરિવાજ, ચિત્તાકર્ષક વિધિ અને ઉત્સવો દાખલ કરવા પડયા. એટલું જ નહિ, પણ સંસ્કૃત ભાષાને પણ રાજ્યાશ્રય મળ્યો. હિંદુધર્મ જ્ઞાનપ્રધાન છે. તેથી પ્રાચીન કાળથી ધાર્મિક તત્ત્વજ્ઞાનની ચર્ચા હિંદુસ્તાનમાં અત્યંત સૂક્ષ્મતાથી ચાલતી આવી છે. નવા સ્થાપન થયેલા બૌદ્ધ ધર્મ ઉપર જ્યારે તાત્ત્વિક ચર્ચાના હુમલાઓ શરૂ થયા ત્યારે બૌદ્ધ-ધર્મીઓને પણ પોતાનું તત્ત્વજ્ઞાન અથવા દર્શન નિર્માણ કરવું પડ્યું. આ કામ પણ સ્વાભાવિક રીતે બૌદ્ધ થઇ ગયેલા બ્રાહ્મણ પંડિતોના હાથમાં આવ્યું અને તેથી તેમના અનેક પૂર્વ સંસ્કારો અને રૂઢ કલ્પનાઓ બૌદ્ધ ધર્મમાં દાખલ થઇ ગયાં. એ રીતે નવા જમાનાને અનુકૂળ અને જનસમાજને ચિત્તાકર્ષક થાય એવો સુધરેલો બૌદ્ધ ધર્મ અથવા નવો પંથ નિર્માણ થયો. એને મહાયાન અથવા મોટું વહાણ કહેવા લાગ્યા કેમકે તેની અંદર ઘણા લોકોનો સમાસ થઇ શકતો હતો. તે ઉપરથી જુના બૌદ્ધ ધર્મનું હીનયાન અથવા નાનું વહાણ એવું નામ પડયું.

પ્રાચીન કાળથી બધા ધર્મસંસ્થાપકોએ લોકોમાં પ્રચલિત રહેલી પૌરાણિક કથાવાર્તાઓનો અને લોકપરલોક વિષેની કલ્પનાઓનો ઉપયોગ કરી પોતાનું ધાર્મિક તત્ત્વજ્ઞાન અથવા પોતાને સૂઝેલું ધર્મરહસ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. બૌદ્ધ ઉપદેશકોએ પણ આ દેશની અને શક, બૅકટ્રિયન, મંગોલિયન વગેરે લોકોની પૌરાણિક કથાઓનો મહાયાનમાં ઉપયોગ કર્યો. તેથી મહાયાન પંથમાં મહાવિષ્ણુ, મહાયોગી, પદ્મપાણિ, અવલોકિતેશ્વર, મંજુશ્રી, તારા, વજ્રપાણિ વગેરે દેવદેવતાઓ પ્રકાશવા લાગ્યા. ભૂત, પ્રેત, રાક્ષસ, પિશાચ, નાગ, યક્ષ, કિન્નર, ગરુડ વગેરે મહાયાનના દરબારમાં પોતપોતાને સ્થાને આવી બેઠા. મૂળ બૌદ્ધ ધર્મમાં કર્મકાંડની ઉપેક્ષા હતી. ઈશ્વર છે કે નહિ એ બાબતમાં પણ બુદ્ધભગવાન ઉદાસીન હતા. જેમ સામાન્ય માણસો સુખદુઃખ માને છે અને પુણ્ય પાપનું ફળ ભોગવે છે એ જ સ્થિતિ દેવદેવતાઓની છે એમ બુદ્ધભગવાને કહ્યું છે. કર્મનો સિદ્ધાન્ત સર્વવ્યાપી છે, ધર્મ એ જ સૌથી શ્રેષ્ઠ છે, સદાચારપાલન અને અહંકારનો નાશ એ જ ધર્મનો માર્ગ અને નિર્વાણનું સાધન છે એટલો જ ગૌતમ બુદ્ધનો ધર્મ હતો. એની જગાએ હવે ભક્તિ અને ઉપાસનાની કલ્પના રૂઢ થઇ. ધર્મસંસ્થાપક બુદ્ધ પોતે, તેમનો ઉપદેશ અથવા ધર્મ અને તેમણે સ્થાપેલો સંઘ આ રત્નત્રયીની ત્રણ દેવતાઓ બની ગઇ. બુદ્ધના પૂર્વાવતારની વાતો જોડાઇ. આવા પૂર્વાવતારને બોધિસત્ત્વ કહે છે. હવે એમ માનવામાં આવ્યું કે બોધિસત્ત્વ સ્વર્ગમાં રહે છે, અને દુનિયાના લોકોની દુર્દશા જોઇને દયાભાવથી પોતાનું નિર્વાણસાધન છોડીને પણ

દુનિયામાં અવતાર લે છે અને લોકોને ધર્મોપદેશ કરે છે તેથી તેમની જ પૂજા કરવી જોઇએ. તેમના કૃપાપ્રસાદથી નિર્વાણ મળે એવી માન્યતા રૂઢ થઇ.

ગૌતમબુદ્ધના સમયમાં જેણે તૃષ્ણાનો નાશ કર્યો હોય તેને અર્હત્ કહેતા. અર્હત્ એ જ સૌથી શ્રેષ્ઠ પુરુષ એમ માનવામાં આવતું. મહાયાન પંથમાં પરોપકારી બોધિસત્વ અર્હત્ કરતાં શ્રેષ્ઠ થઇ બેઠા.

નિર્વાણ એટલે તૃષ્ણાનો અને કર્મફળનો નાશ એમ બુદ્ધ ભગવાન કહેતા હતા પણ એટલા નીરસ ધ્યેયથી એ ધર્મને આકર્ષક બનાવી શકાય એમ ન હતું, તેથી નિર્વાણ એટલે સ્વર્ગલોકનું અવર્ણનીય, કલ્પનાતીત સુખ એવો અર્થ થઇ ગયો.

આ બધા ફેરફારને પરિણામે પોતાના પુરુષાર્થથી એટલે ચિત્તશુદ્ધિથી મોક્ષ મેળવવાની મૂળની કલ્પના પાછળ પડી ગઇ, અને બુદ્ધ, બોધિસત્વ અથવા બૌદ્ધ ધર્મમાં દાખલ થયેલા દેવોની પૂજા કરવી, બુદ્ધ ભગવાનનાં શરીરના અવશેષ ઉપર બાંધેલા સ્તૂપોની માનતા માનવી અને તે દ્વારા આપણું કલ્યાણ સાધવું એવી પ્રથા દાખલ થઇ. બૌદ્ધધર્મનું મૂળ સ્વરૂપ ન રહ્યું પણ જનસમાજની સારીનરસી કલ્પના તેમાં સામેલ થઇ. તેથી તે રાષ્ટ્રીય બન્યો અથવા આંતરરાષ્ટ્રીય બન્યો કહીએ તોપણ ચાલે. હિંદુસ્તાનમાં પ્રાચીન કાળથી ચાલતો આવેલો તંત્રમાર્ગ પણ મહાયાનમાં ભળ્યો, અને તેથી બૌદ્ધ ધર્મમાં શક્તિ ઉપાસના શરૂ થઇ. આમ થવાથી બૌદ્ધ ધર્મનો પ્રચાર અત્યંત

ઝડપથી થયો. બૌદ્ધધર્મ લોકપ્રિય થયો પણ તે સાથે તેમાં સડાનાં બીજ પણ વવાયાં. જ્યારે એ બીજની દેશમાં બહુ વૃદ્ધિ થઇ ત્યારે બૌદ્ધધર્મ ઉપરની લોકોની શ્રદ્ધા ઉડી ગઇ અને ધીમે ધીમે તે ધર્મ હિંદુસ્તાનમાંથી લુપ્ત થયો. આજે મહાયાન સંપ્રદાય તિબ્બત, નેપાલ, ચીન, જાપાન, કોરીઆ વગેરે દેશોમાં છે. અને અસલી હીનયાન સીલોન, બ્રહ્મદેશ, શ્યામ વગેરે દેશોમાં પ્રચલિત છે. મહાયાનના ધર્મગ્રન્થો મુખ્યત્વે સંસ્કૃતમાં છે. હીનયાનના પાલિભાષામાં છે. હીનયાનમાં ત્યાગને મહત્ત્વ આપેલું હોવાથી તેની સરખામણી વૈરાગી શિવની ઉપાસના સાથે કરી શકાય. મહાયાન પ્રવૃત્તિને વધારે ઉત્તેજન આપતો હોવાથી તેની સરખામણી વિષ્ણુભક્તિ સાથે થઇ શકે છે.



# પ્રકરણ ૨૪મું

---

## હિંદુ ધર્મ—સંસ્કાર.

મહાભારતના યુદ્ધ પછી કાળાન્તરે વૈદિક અથવા બ્રાહ્મણ ધર્મમાં સડો પેઠો. ઉપનિષદ્ કાળના ઉચ્ચ આધ્યાત્મિક આચારવિચારને ઠેકાણે આત્મઅનાત્મની શુષ્ક ચર્ચાઓને જ લોકો ધર્મનું અંતિમ ધ્યેય માનવા લાગ્યા તથા આડંબરવાળા યજ્ઞયાગના કર્મકાંડથી જ મોક્ષ મેળવી શકાય એમ મનાવા માંડયું. ત્યારે આપણે જોઇ ગયા કે ભૂલેલા જગતને સત્ય અને સદાચારને માર્ગે બુદ્ધ ભગવાને વાળ્યું અને મહાવીર સ્વામીએ ધર્મ તો અહિંસામાં જ રહેલો છે એ બતાવ્યું. વળી બુદ્ધ ભગવાનના અનુયાયીઓએ જ્યારે બુદ્ધ ભગવાનના ઉપદેશને અમુક ધર્મ કે સંપ્રદાયનું રૂપ આપી તેનો સાર્વત્રિક પ્રસાર કરવા માંડયો ત્યારે તેમાં કેવા કેવા ફેરફાર કરવા પડયા અને તેને પરિણામે બૌદ્ધ ધર્મના પણ બે પંથ પડી ગયા તે પણ આપણે જોઇ ગયા. જ્યારથી બૌદ્ધસાધુઓ બુદ્ધ ભગવાનના મૂળ તત્ત્વને વળગી રહેવાને બદલે પોતાના સંપ્રદાયને લોકપ્રિય કરવા તરફ વળ્યા અને સંપ્રદાયના પ્રચારને સારૂ રાજ્યાશ્રય પણ શોધવા લાગ્યા ત્યારથી તેમના સંઘમાં સડાનાં બીજ વવાયાં. આપણે બુદ્ધ ભગવાનનો ઉપદેશ

સૂક્ષ્મતાથી તપાસીએ તો જણાશે કે તેમના ઉપદેશમાં નવા ધર્મ કરતાં ધર્મસંસ્કારનો જ ભાગ વધારે હતો. ચાલતા આવેલા બ્રાહ્મણ ધર્મના મૂળભૂત સિદ્ધાન્તોનો વિરોધ કરવાનો તેમનો આગ્રહ ન હતો. તેમણે તો પોતાની નજર આગળ ધર્મને નામે ચાલી રહેલા ધતીંગ સામે પોતાનો પુકાર ઉઠાવ્યો હતો. તેમના ઉપદેશની ખૂબી તો એ હતી કે તે પૂરેપૂરી રીતે પાળવા છતાં માણસ હિંદુ રહી શકતો, એટલું જ નહિ પણ વધારે સારો હિંદુ બનતો. પરંતુ જ્યારથી બૌદ્ધ ધર્મનું સાંપ્રદાયિક સ્વરૂપ જ વધવા માંડયું ત્યારથી બૌદ્ધ સાધુઓ નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ જીવનનું રહસ્ય સમજવા તથા સમજાવવાનું કામ કરવાને બદલે પોતાના હક્કો અને અધિકારો સાચવવામાં વધારેને વધારે પડતા ગયા. બ્રાહ્મણોમાં પોતાના ઉચ્ચપણાનો જે દોર હતો તે બૌદ્ધ સાધુઓમાં પણ આવવા માંડયો. વૈદિક યજ્ઞના પુરોહિતો માત્ર પોતાના લાભ માટે લોકોમાં જેમ વ્હેમો પ્રસરાવતા તેમજ બૌદ્ધ સાધુઓ પણ પોતાના સ્વાર્થ માટે અને પોતાનું માહાત્મ્ય લોકોની નજરમાં વધે તે માટે ઘણા વ્હેમોને પોષણ આપતા થઇ ગયા. બુદ્ધ ભગવાનના અવશેષની પૂજા કરવાની પ્રથા આડંબરમાં વૈદિક કર્મકાંડ કરતાં જરાયે ઉતરે એવી ન રહી, અને બૌદ્ધ સાધુઓના દાંત, નખ, રાખ વગેરે ઉપર મ્હોટા સ્તૂપો બાંધવામાં તથા મઠો ઉભા કરવામાં ભારે ખર્ચ કરવાની પ્રથા પડી ગઇ. વળી બુદ્ધ ભગવાનના અહિંસા અને સંયમના ઉપદેશથી અશોકે કલ્પેલી સાર્વત્રિક શાન્તિ પણ દુનિયામાં આવી નહિ. ક્ષત્રિય રાજાઓ જુના વખતમાં જેમ અશ્વમેધ યજ્ઞ કરી ભારે લડાઇઓ

લડતા તેમજ બૌદ્ધ રાજાઓ પણ બુદ્ધના અવશેષ માટે મ્હોટી મ્હોટી લડાઇઓ લડવા લાગ્યા.

અને આ બધા ઉપરાંત આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિને વિશેષ જોખમકારક બાબત તો એ હતી કે બૌદ્ધ ધર્મ આર્ય સંસ્કૃતિનું તેમજ બુદ્ધ ભગવાનના ઉપદેશનું રહસ્ય ન સમજી શકે એવા પરદેશથી આવીને હિંદુસ્તાનમાં વસેલા રાજાઓને આશ્રયે આવી પડયો હતો. જ્યારથી પરદેશી રાજાઓએ પોતાનાં રાજ્યો હિંદમાં સ્થાપી, બૌદ્ધ થઇ પોતાને હિંદી મનાવવાનું શરૂ કર્યું ત્યારથી જો આર્ય રીતરિવાજ અને આર્ય સંસ્કૃતિને માટે ખાસ આગ્રહ ન રાખવામાં આવે અને આર્ય પરંપરા જેમની રગેરગમાં વ્યાપી ગઇ હોય એવા માણસોના હાથમાં જો ધર્મવ્યવસ્થા ન રહે તો આર્યધર્મ શુદ્ધરૂપમાં ટકી શકે એમ હતું જ નહિ.

કેટલાક લોકો માને છે કે હિંદુ ધર્મમાં કાંઇ ફેરફાર કરવાની સગવડ તો છે જ નહિ. હિંદુ ધર્મ પ્રગતિશીલ જ નથી. આ વાત સાચી નથી. હિંદુ ધર્મની માન્યતાઓ, રિવાજો અને સંસ્કારોમાં ધીમે ધીમે રૂપાન્તર થતું આવ્યું છે. ફક્ત જેમ માણસના દેહમાં રોજ ફેરફાર થાય છે, છતાં તે સૂક્ષ્મ હોવાથી જણાતો નથી, તેમ હિંદુ ધર્મમાં ફેરફાર ધીમે ધીમે થયેલા છે. અમુક સિદ્ધાન્તો જેને તે પોતાના સનાતન સિદ્ધાન્તો માને છે તે જાળવીને હિંદુ ધર્મ યોગ્ય ફેરફાર સ્વીકારી લેવા તૈયાર રહેલો છે. આર્ય રાજકુમાર સિદ્ધાર્થે ઉપદેશેલા બૌદ્ધ ધર્મનો તેને જરાયે વિરોધ ન હતો. તેનો વિરોધ તો હુણો, યવન અને શક

રાજાઓની આગેવાની નીચે વિકૃતિ પામતા બૌદ્ધ ધર્મ સામે હતો. એ રાજાઓ અને તેમના બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય વધે તો હિંદુસ્તાનમાં આર્ય સંસ્કૃતિ ન ટકી શકે એવી સ્થિતિ હતી.

શાક્ય મુનિએ પોતે સમાજમાં નવું ચેતન પ્રકટાવવા જે પ્રયાસ આરંભ્યો હતો તેના જેવો જ પ્રયાસ ઇસ્વીના ત્રીજા અને ચોથા સૈકામાં આર્ય પ્રજાએ આરંભ્યો.

અશોક પછી મુખ્યત્વે બૌદ્ધોને રાજ્યાશ્રય મળવા માંડયો અને બ્રાહ્મણોનું ચલણ રાજકાજમાં ઓછું થયું. પણ તેથી કાંઇ બ્રાહ્મણ ધર્મ ડૂબી ગયો ન હતો. ખૂણે ખોચરે પડી રહેલા કેટલાક સાધુ બ્રાહ્મણ પંડિતો તે સાચવી રહ્યા હતા અને વનના આશ્રમોમાં વસતા બ્રાહ્મણ મુનિઓ તેના મૂળભૂત સિદ્ધાન્તોનું સંશોધન કરી રહ્યા હતા. બુદ્ધ ભગવાને બતાવેલી ભૂલો તેમણે માન્ય રાખી, અતિ શ્રમ લઇને શુદ્ધ વૈદિક ધર્મનું સ્વરૂપ તેમણે નિશ્ચિત કર્યું, અને તેના ઉપર બૌદ્ધ આદર્શોનો ઓપ ચડાવી વૈદિક કર્મકાંડનો સ્થૂળ જડવાદ તેમાંથી કહાડી નાંખ્યો. યજ્ઞયાગ અને તેને નામે થતી હિંસા જેની સામે બુદ્ધ ભગવાને ઝુંબેશ ઉઠાવી હતી તે હિંદુ ધર્મમાંથી કાયમનાં ગયાં. નીતિ અને સદાચારને તેનું સ્વાભાવિક મહત્ત્વ મળ્યું. બૌદ્ધ ભિક્ષુકોની પેઠે હિંદુ સંન્યાસીઓ પણ ઉપદેશ કરવા ફરવા લાગ્યા. બોધિસત્ત્વની અને બુદ્ધની પૂજાની પેઠે રામ અને કૃષ્ણની પૂજા થવા લાગી અને આ રીતે બૌદ્ધ ધર્મમાં હિંદુ ધર્મથી શ્રેષ્ઠ અથવા વધારે આકર્ષક એવું કશું ન રહ્યું. ઉલટું મહાયાનમાં તો પરદેશી રાજાઓ પોતાની ઇચ્છા મુજબ માથું

મારી શકતા પણ આ હિંદુ ધર્મમાં તો સ્વદેશી પરંપરાની પ્રતિષ્ઠા રહી શકે તેમ હતું. તેથી નવો હિંદુ ધર્મ સર્વત્ર ફેલાયો. પરદેશથી આવેલા રાજાઓને પણ આવો હિંદુ ધર્મ સ્વીકારી તેનો પુરસ્કાર કરવામાં જ સ્વહિત જણાયું. હિંદુ ધર્મના અવતારવાદે બુદ્ધને તે વખતના અંત્યંત પ્રજાપ્રિય દેવતા વિષ્ણુના એક અવતારનું રૂપ આપી દીધું અને શુદ્ધ બૌદ્ધ ધર્મને આત્મસાત્ કરવાનો હિંદુ ધર્મનો પ્રયત્ન સફળ થયો.

## મૂર્તિપૂજા અને અવતારવાદ

હિંદુ ધર્મમાં મૂર્તિપૂજા ક્યારથી શરૂ થઇ એ ચોક્કસ કહેવું તો મુશ્કેલ છે પણ એમ માનવાને કારણ મળે છે કે એ બૌદ્ધ ધર્મની અસર છે. બુદ્ધ ભગવાનના અવશેષો ઉપર બૌદ્ધોએ સ્તૂપો બંધાવવા માંડયા તથા વિહારો બાંધી તેમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ પધરાવવા લાગ્યા તે પહેલાં આપણા દેશમાં મંદિરો બાંધવાનો ચાલ નહિ હોય એમ કેટલાક કહે છે અને પુરાણોમાં મંદિરો સંબંધી ઉલ્લેખ છે એ પાછળથી દાખલ થયેલો હશે એમ માને છે.

કેટલાક તો ઈશ્વરના અવતારની કલ્પના પણ બૌદ્ધકાળથી શરૂ થઇ હશે એમ માને છે. પરંતુ એક જ ઇશ્વરનાં અનેક રૂપો છે એવો ખ્યાલ વેદમાં છે. તેમજ વેદના કેટલાક ઋષિઓ હું જ પોતે ઈશ્વર છું એમ પણ બોલી ગયા છે. એટલે ઇશ્વર લોકોનો ઉદ્ધાર કરવા માટે મનુષ્યરૂપ ધારણ કરે છે એ કલ્પના વેદધર્મને અપરિચિત નથી. ભગવદ્ગીતામાં પણ અવ- તારવાદનો સિદ્ધાંત પૂરેપૂરો છે. અને ભગવદ્ગીતા બૌદ્ધ યુગ

પહેલાંની છે એમાં શક નથી. અવતારોની મૂર્તિની પૂ
બૌદ્ધોના વખતથી શરૂ થયેલી હોવી જોઇએ. ચોથા સૈકા
બૌદ્ધ ધર્મનું રહસ્ય પચાવીને હિંદુ ધર્મ નવા સંસ્કારો
પામ્યો તે વખતે સુંદર શિલ્પકળા અને કારીગીરીવાળા બૌ
વિહારોની હરિફાઇમાં રામ કૃષ્ણ વગેરે અવતાર ગણા
વ્યક્તિઓનાં મંદિરો હિંદુ લોકો બાંધવા લાગ્યા હશે. અ
ત્યારથી મૂર્તિપૂજાની શરૂઆત થઇ હશે.

---

# પ્રકરણ ૨૫મું

---

## દિગ્વિજયી સમુદ્રગુપ્ત

[ઇ સ. ૩૩૦ થી ૩૭૫]

બૌદ્ધ ધર્મને જેમ અશોકનો આશ્રય મળી ગયો તેમ સંસ્કાર પામેલા હિંદુ ધર્મને પણ રાજ્યાશ્રય મળવો સ્વાભાવિક હતું. દેશી રાજાઓ આપસમાં લડતા રહે અને પરદેશી જાતિઓ દેશમાં ઘુસ્યાં જ કરે એ જાગૃત થયેલી હિંદુ જાતિને સહન થાય તેમ ન હતું. અધર્મ થાય એટલે જેમ પ્રજા અવતારની ઇચ્છા કરે છે તેમજ પરરાજયમાં પરદેશીઓના જોર નીચે પ્રજા કચરાઇ જવા માંડે ત્યારે દેશી પ્રજા કોઇ વીર પુરુષની કે શાસ્તાની ઇચ્છા કરે એ સ્વાભાવિક છે. પ્રજાની આ ઇચ્છા જયારે એકાગ્ર થાય છે ત્યારે એક રાષ્ટ્રીય આદર્શ બંધાય છે અને તે અમલમાં લાવે એવો જે કોઇ પુરુષ હોય તેને જ પ્રજા પોતાનો સરદાર થાપે છે. શક, હૂણ, યવન. કુશાન, વગેરે

લોકોના ધસારાથી અકળાયલી પ્રજાને ગુપ્ત વંશ તારણહાર જેવો લાગ્યો. ગુપ્ત વંશના પ્રથમ રાજા ચંદ્રગુપ્તે મૌર્ય વંશના ચંદ્રગુપ્તની પેઠે મગધ સામ્રાજય સ્થાપવાનો પ્રયત્ન કર્યો જણાય છે. એણે પ્રભાવશાળી લિચ્છવી રાજાની કુંવરી સાથે લગ્ન કરી પોતાની પ્રતિષ્ઠા તથા પરિબળ વધાર્યાં ઇ.સ. ૩૦૮ માં પાટલીપુત્ર કબજે કરીને તેણે બીજા આર્ય રાજાઓને એકત્ર કરવાની પ્રવૃત્તિ આદરી. જેઓએ તેની કલ્પના સ્વીકારી તેઓ તેના મંડળમાં જોડાયા. જેઓ નારાજ હતા તેમની સાથે લડી તેમને તાબે કર્યા. આમ બાર વર્ષની અંદર તેણે આખો મગધ દેશ, અયોધ્યા પ્રાંત તથા ગંગા યુમનાનો બાકીનો પ્રદેશ પોતાના છત્ર નીચે આણ્યો. ઇ. સ. ૩૨૦ માં રાજાધિરાજ તરીકે તેણે પોતાનો અભિષેક કરાવ્યો તથા તે વર્ષથી પોતાનો ગુપ્ત શક ચલાવ્યો. પોતાના તથા પોતાની પટ્ટરાણી કુમારદેવીના નામના તેણે શિક્કા પડાવ્યા.

રાજયાભિષેક પછી એ દસ વર્ષ જીવ્યો. તે સમય એણે રાજયનો બંદોબસ્ત કરી રાજયની શક્તિ વધારવામાં ગાળ્યો હશે, કેમ કે ત્યાર પછી ગાદીએ આવનાર સમુદ્રગુપ્તે એકદમ દિગ્વિજય કરવાની હામ ભીડી, તે પોતાનું રાજ્ય વ્યવસ્થિત હોયા વિના ન બની શકે.

સમુદ્રગુપ્ત સંસ્કારી અને પ્રાણવાન સમ્રાટ્ હતો એમ તે વખતના મળી આવતા બધા પૂરાવા ઉપરથી જણાય છે. એ સંગીતપ્રિય હતો એ તેના એક શિક્કા ઉપરથી સ્પષ્ટ થાય છે. લાંબા તુંબીફળ-વાળી વીણા હાથમાં લઇ પોતે ઉચ્ચાસન ઉપર બેઠો છે એવો શિક્કો તેણે પઠાવ્યો હતો. તે સાહિત્યપ્રિય પણ હતો. તેણે પોતે સંસ્કૃત શ્લોક લખ્યાના અને હરિષેણ જેવા કવિઓને આશ્રય આપ્યાના દાખલાઓ છે. પોતે હિંદુધર્મી હતો છતાં એકલા હિંદુ પંડિતોને જ આશ્રય આપતો એમ નથી. વસુબન્ધુ નામના પ્રખ્યાત બૌદ્ધ લેખકને પણ તેણે આશ્રય આપ્યો હતો.

છતાં, સંગીત અને સાહિત્ય તેના બધા ઉત્સા-હને રોકે એમ ન હતું. એને તો રામચંદ્રજીની પેઠે હિંદુસ્તાનનું એકચક્રી રાજ્ય કરવું હતું. તેણે પાટલીપુત્રને છોડી પોતાનું મથક અયોધ્યા બનાવ્યું. અને ભારે તૈયારી સાથે દિગ્વિજય કરવા નીકળ્યો. અલ્લાહા-બાદના કિલ્લામાં એક વિજયસ્તંભ હાલમાં ઉભો છે તેના ઉપર સમુદ્રગુપ્તના વિજયના વર્ણનનો તેના રાજકવિ હરિષેણે લખેલો એક લેખ કોતરેલો છે. કેટલાક લોકો મહા કવિ કાલિદાસને સમુદ્રગુપ્તના દીકરા ચંદ્રગુપ્તનો રાજકવિ ગણે છે, અને

કાલિદાસે પોતાના રઘુવંશમાં રઘુરાજાના દિગ્વિજયનું જે વર્ણન આપ્યું છે તે સમુદ્રગુપ્તનો દિગ્વિજય દૃષ્ટિ આગળ રાખીને જ કરેલું છે એમ માને છે. સમુદ્રગુપ્તે હાથીનો પુલ બનાવી કપિશા નદી ઓળંગી અને કલિંગ દેશમાં પ્રવેશ કર્યો. ત્યાં મહેન્દ્ર પર્વતના શિખર ઉપર તેણે છાવણી નાંખી. કલિંગનો રાજા પોતાના ધનુર્ધારીઓ તથા હાથીઓને લઇને લડવા આવ્યો, પણ હારી ગયો. તેનું રાજ્ય તે રાજાને જ સોંપી સમુદ્રગુપ્ત દક્ષિણ તરફ ચાલ્યો. રસ્તામાં કોટ્ટુર ( ગંજમમાં ) ના સ્વામીદત્તને, પિષ્ટપુરમ ( પીઠાપુર ) ના મહેન્દ્રને અને મહાકાન્તારના વ્યાઘ્રરાજને હરાવ્યા. ત્યાંથી આગળ વધી કોલર સરોવર ઉપર મન્તરાજાને અને વેંગી ( ગોદાવરી અને કૃષ્ણા વચ્ચે ) ના હસ્તિવર્માને હરાવી તે કાંચિ સુધી ગયો. વચમાં અવમુક્તના નીલરાજા તથા પાલક્કના ઉગ્રસેનનો પણ પરાભવ કર્યો. કાંચીના પલ્લવરાજા વિષ્ણુગુપ્ત પાસેથી કારભાર લઇ રાજા પશ્ચિમ તરફ વળ્યો. તેના યોદ્ધાઓએ કાવેરી નદીમાં સ્નાન કર્યું. ત્યાંથી તેણે મલય પર્વત ઉપર મુકામ કર્યો. કવિ વર્ણવે છે કે તે પર્વત ઉપર પીંપરનાં વન હતાં અને ઘોડાની ખરીઓથી રજ ઉડતી તે એલચીથી સુવાસિત થઇ મદઝરતા હાથીઓના પ્રસ્વેદથી ભીંજાયલા કુંભસ્થળે જઇ ચોંટતી. તે પ્રદેશના રાજાઓ તેને નમ્યા

અને છેક દક્ષિણમાં તામ્રપર્ણી નદી જ્યાં સમુદ્રને મળે છે તે સ્થળ આગળથી એકઠાં કરેલાં મોતીની માળાઓ તેને નજર કરી. ત્યાંથી પશ્ચિમ કિનારે કિનારે તે ઉપર ચાલ્યો. દેવરાષ્ટ્ર ( મહારાષ્ટ્ર ) ના કુબેરને, એરન્ડપલ્લિ ( ખાનદેશ ) ના દમનને અને કુશ્થલપુરના ધનંજયને હરાવી પોતાની રાજધાનીએ તે પાછો આવ્યો.

ઉત્તર હિંદુસ્તાનમાં સમતત, દવાક, કામરૂપ, નેપાળ, કર્તૃપીન વગેરે દેશના લોકો એને શરણે આવ્યા. તેમજ માલવ, અર્જુનાયન, યોધીય, માર્દ્રક અભીર, પ્રાર્જુન, સનકાનિક, કાક, કર્પારિક વગેરે જાતના લોકોએ પોતાની મેળે તેનું આધિરાજ્ય સ્વીકાર્યું. દૈવપુત્ર, શાહી, શહાનશાહી, શક, મુરૂન્ડ અને સિંહલ જેવા દૂર દૂરના લોકેએ સમુદ્રગુપ્તની પ્રસન્નતા સંપાદન કરવા તેને કીમતી ભેટો મોકલી.

પ્રાચીન પરંપરાને અનુસરી તેણે અશ્વમેધ યજ્ઞ કરવા માટે યજ્ઞના અશ્વને છુટો મૂકયો હતો. રાજધાનીમાં આવ્યા પછી યજ્ઞ વિધિપૂર્વક પૂરો કર્યો અને જે નિરગંળ ધન તે હરી લાવ્યો હતો તે તેણે પોતાના સુભટોને અને બ્રાહ્મણોને વ્હેંચી દીધું. ખાસ આ પ્રસંગ ઉપરના અશ્વ તથા યજ્ઞની વેદીની છાપવાળા

જે સુવર્ણ શિક્કા તેણે પડાવેલા તેમાંનો એક લંડનમાં બ્રિટિશ મ્યુઝીયમમાં છે.

તેણે દક્ષિણના રાજાઓમાં કોઇનો પણ મુલક લેવા પ્રયત્ન નથી કર્યો. તેમને તો નમાવીને તેમની પાસેથી માત્ર ધન જ લીધેલું. પરંતુ ઉત્તરના રાજાઓ સાથે તેણે એટલેથી જ સંતોષ ન માન્યો. તેમનામાંના ઘણાનાં રાજ્ય તેણે ખાલસા કર્યાં. એનું કારણ કદાચ એ હોય કે ઉત્તરનાં ઘણાં રાજ્યો યવન, શક, હુએચી અને બીજી આર્યેતર જાતિઓનાં હતાં ત્યારે દક્ષિણનાં બધાં રાજ્યો શુદ્ધ આર્ય જાતિઓનાં હતાં. અને એટલો જાતિભેદ સમુદ્રગુપ્તના મનમાં હોય એ અસંભવિત નથી.

કેટલાક ઇતિહાસકો પૂછે છે કે સમુદ્રગુપ્તે આખા દક્ષિણની જીત કેમ ન કરી અને રામની માફક છેક સિંહલદ્વીપ સુધી ન જતાં વિજયયાત્રા એટલી અધુરી કેમ રાખી ? સિંહલ-દ્વીપની બૌદ્ધ તવારીખ ઉપરથી કાંઈક ખુલાસો મળે છે. તે વખતે સિંહલદ્વીપ હિંદુસ્તાનનો જ ભાગ ગણાતો. ત્યાં આર્ય રાજાઓ રાજ્ય કરતા અને અશોકે પ્રવર્તાવેલો હીનયાન ધર્મ ચાલતો. આ હીનયાન પરધર્મ ન્હોતો ગણાતો. સમુદ્ર-ગુપ્ત ગાદીએ બેઠો તેવામાં જ સિંહલદ્વીપના મેઘવર્ણ

રાજાએ કીમતી બક્ષિસો સાથે પોતાના એલચી તેના દરબારમાં મોકલ્યા હતા. એટલે બન્ને રાજાઓ સાથે મિત્રાચારી બંધાઈ હતી. વળી મેઘવર્ણે ગયા પાસે બોધિવૃક્ષ આગળ એક મંદિર બાંધવાની પરવાનગી માગી હતી તે પણ સમુદ્રગુપ્તે પ્રસન્ન થઈને આપી હતી. આ ઉપરથી એ પણ સાબીત થાય છે કે ગુપ્ત કાળમાં હિંદુ ધર્મના પુનરુજ્જીવનમાં સંકુચિત ધર્મભેદને સ્થાન ન હતું.

સમુદ્રગુપ્તના પોતાના રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં હિમાલયથી દક્ષિણમાં નર્મદા સુધી અને પૂર્વમાં બ્રહ્મપુત્રાથી પશ્ચિમમાં જમના અને ચંબલ સુધી ગણાય. પરંતુ પશ્ચિમમાં પંજાબ અને માળવાનાં રાજ્યો તેનું આધિપત્ય માન્ય રાખતાં, પૂર્વમાં સમતત, દવાક, કામરૂપ, કર્તૃપીન અને નેપાળનાં રાજ્યો તેને અધિરાજા ગણતાં એટલુંજ નહિ પણ ખંડણી સુદ્ધાં ભરતાં. આ ઉપરાંત વાયવ્ય સરહદ ઉપરના કુશાન રાજાઓ અને સિંહલદ્વીપનો રાજા મેઘવર્ણ તેને માન આપતા.

સમુદ્રગુપ્ત પછી એનો દીકરો બીજો ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો. એણે માળવા, ગૂજરાત અને સૌરાષ્ટ્ર ઉપર રાજ્ય કરનાર શક રાજાઓને હરાવ્યા. અને ક્ષત્રપ વંશનો નાશ કરી ઉજ્જયિની નગરી જીતી લીધી.

ઉજ્જયિનીની જાહોજલાલી તે વખતે એટલી બધી હતી, અને વિદ્વાનોએ ત્યાં રહી ઉજ્જયિનીની કીર્તિ એટલી બધી ફેલાવી હતી કે ઉજ્જયિની જેના હાથમાં હોય તે મ્હોટામાં મ્હોટો રાજા ગણાતો. ચંદ્રગુપ્તે ઉજ્જયિનીના ક્ષત્રપ રાજાને મારી ઉજ્જયિની સર કરી. તેથી ' પરાક્રમના સૂર્ય ' તરીકે તે ઓળખાવા લાગ્યો. ઉજ્જયિનીના ગુણી લોકોને આશ્રય આપવાથી તેની કીર્તિ દિગન્ત સુધી પ્રસરી. એના સમયમાં હિંદુ સમાજના ધાર્મિક અને સામાજિક નિયમો ચોક્કસ બન્યા હશે અને રાજ્ય તરફથી તે પળાવવામાં આવતા હશે એમ લાગે છે.

ફાહિયાન નામનો પ્રખ્યાત ચીની પ્રવાસી બૌદ્ધ ધર્મના અધ્યયનને અર્થે આ દેશમાં આવી રહ્યો હતો. તેના લખાણ ઉપરથી લાગે છે કે ચંદ્રગુપ્તના સમયમાં દેશની સુસ્થિતિ હતી.

દિલ્હીના કુતુબમિનાર પાસે જે એક મ્હોટો લોઢાનો વિજયસ્તંભ છે તે આ ચંદ્રગુપ્તે ઉભો કરાવેલો ગણાય છે. તે ઉપરથી તે વખતની ઉદ્યોગ-હુન્નરની સ્થિતિની આપણે કલ્પના કરી શકીએ છીએ.

ચંદ્રગુપ્ત પછી કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત નામના બે રાજાઓ થયા. એમનાં નામ ઉપરથી તેઓ

યુદ્ધ વિદ્યામાં પ્રવીણ હશે એમ લાગે છે. કુમારગુપ્તે એક અશ્વમેધ યજ્ઞ કર્યો હતો અને સ્કન્દગુપ્તને તો વાયવ્ય તરફથી ધસી આવતા હુણ લોકો સામે સતત લડાઇઓ કરવી પડી હતી. તેણે એક વખત તો હુણ લોકોને બહુ સખ્ત હાર ખવરાવી અને પોતાના વિજય ઉત્સવમાં દેવોને બલિદાન આપ્યાં તથા એક વિષ્ણુસ્તંભ ઉભો કર્યો. એ સ્તમ્ભ હાલના ગાઝીપુર જીલ્લામાં ભિતારી આગળ છે.

આમ સ્કન્દગુપ્તે ઈ. સ. ૪૯૦ સુધી તો હૂણ લોકોને પગપેસારો કરવા દીધો નહિ.

સ્કન્દગુપ્ત પછી તેના ભાઇ પુરગુપ્ત અને તેના પછી તેનો દીકરો નરસિંહગુપ્ત બાલાદિત્ય ગાદીએ આવ્યો. તેના વખતમાં ઇ. સ. ૪૯૫ માં હૂણ સરદાર તોરમાણે માલવા જીતી લીધું. તેણે પોતાના લોકનો ભટકતો અને લૂટફાટ કરવાનો સ્વભાવ છોડાવી કાયમનું રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો. તેનો દીકરો મિહિરગૂળ મહા ક્રૂર પાકયો. નરસિંહગુપ્ત બાલાદિત્યે મધ્યપ્રદેશના રાજા યશોધર્મા સાથે મૈત્રી બાંધી. ઇ. સ. ૫૨૮ના અરસામાં આ મિહિરગૂલને સખ્ત હાર ખવરાવી અને આર્યાવર્તમાંથી તેનું જોર તોડી પાડયું.

નરસિંહ ગુપ્ત બાલાદિત્ય પછી ગુપ્ત સામ્રાજ્યનો અંત આવ્યો ગણાય. તેના પછી હિંદુસ્તાનમાં ફરી ન્હાનાં ન્હાનાં રાજ્યો સ્થાપન થયાં અને મહારાજાધિરાજ શ્રી હર્ષે ફરી પાછાં તે બધાંને પોતાના છત્ર નીચે આણ્યાં ત્યાં સુધી એ સ્થિતિ ચાલી.

---

# પ્રકરણ ૨૯મું

## ફાહિયાનનો પ્રવાસ

[ ઇ. સ. ૩૯૯ થી ૪૧૪ ]

રાજા કનિષ્કના સમયમાં બુદ્ધ ભગવાનનો ઉપદેશ ચીન દેશ તરફ વિશેષ પ્રસર્યો તે આપણે જોઇ ગયા. પણ ત્યાં બૌદ્ધ તત્ત્વજ્ઞાન અને બૌદ્ધ ધર્મ સંબંધી માહિતીનો બરાબર પ્રચાર થવામાં ઘણી મુશ્કેલીઓ નડતી. ચીનમાંથી હિંદુસ્તાન આવવું એ આજે પણ રમત વાત નથી. પ્રવાસ લાંબો અને વિકટ. હિંદુસ્તાનની ભાષા જેમાં બૌદ્ધ ગ્રંથો લખેલા હોય તે શીખવાની અને શીખીને વળી ચીની ભાષામાં ઉતારવાની મુશ્કેલી. વળી હસ્તલિખિત પ્રતો મળે તે અધુરી હોય. આવી આવી અનેક અડચણો હતી. પરંતુ ચીનાઓની ભક્તિ ભારે હતી. સ્વદેશને લાભ કરવાની ઉત્કટ ઇચ્છાથી પ્રેરાઇને કેટલાક બહાદુર ચીની સાધુઓ હિંદુસ્તાન

આવવા—ભગવાને જ્યાં વિહાર કર્યો હતો તે સ્થળો પોતાનાં નયને નિહાળી કૃતાર્થ થવા, જે ભાષામાં તેમણે ઉપદેશ આપ્યો હતો તેનો અભ્યાસ કરવા, અને હિમાલયની ઉત્તરમાં જે ગ્રન્થો વિષે કાંઇ જ માહિતી મળતી ન હતી તેની હસ્તલિખિત પ્રતો મેળવવા નીકળી પડતા. બળતી રેતીનાં રણ અને ઠારી નાંખે એવા હિમમય પર્વતો આ ભક્ત પ્રવાસીઓને રોકી શકતા નહિ. કેટલાએ પ્રવાસીઓ ચીનમાંથી તો હિંદુસ્તાન આવવા નીકળ્યા હશે. તેમાંથી કેટલાએ ટાઢ અને તરસથી રસ્તામાં મરી ગયા હશે, કેટલાયને હિંસ્ર પશુઓએ ફાડી ખાધા હશે, કેટલાયને લૂંટારાઓએ લૂંટી લીધા હશે અને કેટલાય ચીન પાછા જતાં દરિયામાં ડૂબી ગયા હશે. જેઓ હિંદુસ્તાન પહોંચ્યા અને જીવતા ચીન પાછા ગયા તેમનાં જ નામ ઇતિહાસમાં તો પ્રસિદ્ધ થયાં છે. એક ઇતિહાસકાર કહે છે, " દૂર દેશમાં પ્રવાસની વિટંબનાઓ સહન કરવા તત્પર થનારા આવા ભક્ત મુસાફરો દુનિયામાં બીજા કોઈ થયા નથી. પોતાના ધર્મનાં પવિત્ર સ્મારકો નિહાળવાની આટલી ઉત્કટ ઇચ્છા બીજા કોઈ ધર્મવાળાઓની જાણવામાં નથી. આ ભોળા, સાચા દિલના બૌદ્ધ સાધુઓએ જંગલો, પર્વતો અને દરિયાની

મુશ્કેલીઓ ઉઠાવીને જેટલું દુઃખ વેઠયું છે તેટલું બીજી કોઈ માનવ જાતિમાંનાએ વેઠયું નથી. અને આ અત્યારે એદી ગણાતા ચીનાઓએ આટલું સાહસ, આટલી ભક્તિ, આટલી સહનશીલતા બતાવ્યાં છે એ બહુ વિચિત્ર લાગે છે. આ એક વિચારવા જેવી બાબત છે".

ચોથા અને સાતમા સૈકાની વચ્ચે આવા ઘણા મુસાફરો આપણા દેશમાં આવી ગયા તેમાં ફાહિયાન અને હુએનસાંગ બે વિખ્યાત છે. બન્ને મહાયાન પંથના હતા.

ઈ. સ. ૩૯૯ માં પાંચ સાથીઓ સાથે ફાહિયાને ઘર છોડયું. મુસાફરી કરવામાં તેના મુખ્ય ઉદ્દેશ ત્રણ હતાઃ (૧) બૌદ્ધ ગ્રંથોની પરિપૂર્ણ નકલો કરી લેવી, (૨) ભગવાને જ્યાં જ્યાં નિવાસ કરેલો તે તે સ્થળોની યાત્રા કરવી અને (૩) ભગવાનની મૂર્તિઓ તથા અવશેષ મળે તેટલા મેળવવા.

નવ માસ સુધી પ્રવાસ કર્યા પછી તેઓ ગોબીના રણ આગળના સરહદ ઉપરના કિલ્લા આગળ આવી પહોંચ્યા. ત્યાંથી રણના પ્રવાસ માટેની સામગ્રી લઇને તેઓએ આગળ ઝંપલાવ્યું. રણની મુસાફરી બહુ જ

વિકટ હતી. સત્તર દિવસ સુધી તો એવા વેરાન પ્રદેશમાં ચાલવું પડયું કે જ્યાં ઝાડ, પાન, પશુ કે પક્ષી કશાનું નામ નિશાન ન મળે. ચારે તરફ રેતી જ રેતી. ક્યાંક ક્યાંક ભૂલા પડી ભટકીને મરી ગયેલા કોઇ મુસાફર કે પશુનાં હાડપિંજર મળી આવે. આ સ્થિતિમાં આ અડગ મુસાફરોએ રણુ પસાર કર્યું અને છેક થાકી ગયેલા પણુ સહીસલામત તેઓ ખોતાન શહેરમાં પહોંચ્યા. અત્યારે તો ખોતાન શહેર રણુ નીચે દટાઇ ગયેલું છે, પણુ ફાહિયાનના સમયમાં તે પ્રદેશ ફળદ્રૂપ અને આબાદ હતો. ત્યાં તેમને ઠીક આરામ મળ્યો. ખોતાનથી યારકન્દ અને ત્યાંથી યારકન્દ નદીને કાંઠે કાંઠે પહાડ-પર્વતો ઓળંગતા હિંદુસ્તાનની દિશામાં તેઓ ચાલ્યા. સિંધુ નદીની એક શાખા દોરડાની નીસરણીથી મહા-મહેનતે શી રીતે ઓળંગી તેનું ફાહિયાન આબેહુબ વર્ણન કરે છે. “ રસ્તો વિકટ અને ભાંગ્યોતૂટયો હતો. વચમાં ઉભા કરાડા અને ઉંડા ધોધ આવે. રસ્તાની એક બાજુ સીધો દિવાલ જેવો પહાડ દશ હજાર ફીટ ઉંચો, અને બીજી બાજુ ઉંડા ધોધ નાંખી નજર પહોંચે નહિ એવો. એક પગલું ચૂકયા તો ખલાસ. નીચે નદી વહે. જુના વખતમાં લોકો રસ્તો બનાવવા માટે ખડકોને કોરી કહાડી પગથીયાં બનાવતા. આવાં

સાતસો પગથીઆં ઉતર્યા પછી દોરડાના ઝૂલતા પુલ વડે અમે નદી ઓળંગી ".

પેશાવર પહોંચતાં પહેલાં તો એમનો સંઘ તૂટ્યો. આ લાંબા વિકટ પ્રવાસથી હારી જઇ ત્રણ ઘેર જવા પાછા ફર્યા. જલાલાબાદથી પેશાવર આવતાં એક બરફના તોફાનથી મરી ગયો. એટલે છેવટે એક સાથી સાથે આ વીર સાધુએ હિંદુસ્તાનમાં પ્રવેશ કર્યો.

જો કે પેશાવરની આસપાસનો મુલક ઉત્તર હિંદુસ્તાન ગણાય છે પણ ફાહિયાન મથુરા પહોંચ્યો ત્યાં સુધી તેને હિંદુસ્તાનમાં આવ્યા જેવું લાગતું નથી. તે તો મથુરાને જ રાજધાની માની લે છે અને આપણા દેશનું તથા સંસ્કૃતિનું સુંદર ચિત્ર અહીંથી આપે છે. મથુરાની સરખામણીમાં પાટલીપુત્ર તે વખતે ઓછું અગત્યનું શહેર જણાય છે. તે વિશેષ પ્રાચીન, વિશેષ જીર્ણ અને વિશેષ ભવ્ય હતું ખરૂં. અશોકની એ રાજધાની રહ્યું. તેના મહેલો અદ્દભુત હતા. ધર્મનું પણ તે જબરૂં મથક હતું. જુદા જુદા પ્રાંતના રાજ-પ્રતિનિધિઓ પાટલીપુત્રમાં રહેતા છતાં વ્યાપાર તેમજ રાજદ્વારી બાબતોનું ફાહિયાનના સમયમાં કેન્દ્ર તો મથુરા જ હતું. ગુપ્ત રાજાઓએ પોતાની રાજધાની પાટલીપુત્રથી બદલી અયોધ્યા કરી હતી એટલે પણ

પાટલીપુત્રનું મહત્ત્વ ઘટયું હતું. મથુરા ગુપ્ત સામ્રાજ્યમાં મધ્યવર્તી હોઇ તેનું મહત્વ વધ્યું હતું.

મથુરાથી કનોજ થઇ ફાહિયાન પાટલીપુત્ર પહોંચ્યો. પણ તેની સાથે પ્રવાસમાં જતાં પહેલાં તેણે આપણા દેશનું જે ચિત્ર દોર્યું છે તે આપણે જોઈ લઇએ.

સમુદ્રગુપ્તનો દીકરો બીજો ચંદ્રગુપ્ત જેને કેટલાક વિક્રમાદિત્ય માને છે તે તે વખતે રાજ્ય કરતો હતો. પણ ધર્મનું શોધન કરવા નીકળેલા આ સાધુને હિંદુસ્તાનમાં મ્હોટો રાજા કોણ હતો તે લખવાની પરવા નથી. છતાં દેશમાં ન્યાય હતો, દયા હતી, સુવ્યવસ્થા હતી તેની તે બહુ ઉત્સાહપૂર્વક નોંધ લે છે. તે લખે છે, “લોકો બહુ સુખી અને સમૃદ્ધ છે. જેઓ રાજાની જમીન ખેડે છે તેઓને જ માત્ર જમીન વેરો આપવો પડે છે. તેમની મરજી પડે ત્યાં સુધી જ તે જમીન ખેડવા બંધાયલા હોય છે. રાજ્યમાં કોઇને દેહાંતદંડ તો કરવામાં જ આવતો નથી. ગુન્હેગારોનો માત્ર પૈસાનો દંડ કરવામાં આવે છે. જેઓ બળવો કરવાના અથવા તેની ઉશ્કેરણી કરવાના ગુન્હા વારંવાર કરે છે તેમનો પણ માત્ર જમણો હાથ કાપી નાંખવામાં આવે છે. મુખ્ય મંત્રી-

ઓના પગાર નક્કી કરેલા હોય છે. ચીનની પેઠે લોકોને પોતાનાં ઘરબારની નોંધણી સરકારમાં કરાવવી પડતી નથી. મુસાફરોને એક સ્થળેથી બીજે સ્થળે જવાના પરવાના લેવા પડતા નથી. જેને જ્યાં રહેવું અથવા જ્યાં જવું હોય ત્યાં સુખેથી રહી અથવા જઈ શકે છે. ચંડાળ અને ભંગી સિવાય બીજા કોઇ લોક મદ્ય પીતા નથી તેમજ માંસ માટે પ્રાણીની હિંસા કરતા નથી. ડુંગળી અને લસણ પણ માત્ર ચાંડાળ અને ભંગીજ ખાય છે. ભંગીઓ શહેરની બહાર રહે છે. તેમને શહેરમાં આવવું હોય તો ઘંટ વગાડતા વગાડતા ચાલવું પડે છે જેથી રસ્તે જનારા લોકો તેમને અડી બેસે નહિ."

અસ્પૃશ્યતાનો આ જુનામાં જુનો ઉલ્લેખ નથી. ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં પણ આપણે એ પાપ કરતા હતા.

ફાહિયાન આગળ ચલાવે છે: " લોકો ડુક્કર કે મરઘાં રાખતા નથી, અને ઢોરનો વેપાર નથી કરતા. બજારમાં કતલખાનાં કે દારૂનાં પીઠાં નથી હોતાં. વેપારમાં લોકો કોડીઓ વાપરે છે. ( આ ન્હાની લેવડ-દેવડ માટે હશે. બાકી ગુપ્ત રાજાઓના ચાંદી અને સોનાના શિક્કા તો મળેલા છે. ) ભગવાન બુદ્ધના

નિર્વાણ પછી રાજાઓ, મ્હોટા માણસો અને ગૃહસ્થો સાધુઓને માટે વિહારો બાંધે છે અને તેના નિભાવને માટે ખેતરો, ઘર, વાડી, નોકરો તથા ઢોર અર્પણ કરે છે. દેવસ્થાનની જમીનનાં દાનપત્ર ત્રાંબાનાં પતરાં ઉપર કરવામાં આવે છે અને રાજ્ય બદલાય ત્યારે નવા રાજાને તે મંજુર કરવાં પડે છે. તે રદ કરવાની હિંમત કોઇ ધરતું નથી. વિહારમાં રહેનાર હરેક સાધુને એક એક કોટડી આપવામાં આવે છે. તેમને ચટાઇ, બિછાનું તથા ખાવાપીવાનું પૂરૂં પાડવામાં આવે છે. તેઓ ભૂતદયાનાં કાર્યોમાં. શાસ્ત્રોના પઠનમાં તથા ધ્યાનમાં પોતાનો વખત ગાળે છે. મઠમાં કોઇ અતિથિ આવે તો અધ્યક્ષ તેનો સત્કાર કરવા સામો જાય છે. તેનું કંબલ તથા કમંડલુ પોતે ઉંચકી લે છે અને અતિથિગૃહમાં તેને પહોંચાડે છે. ત્યાં તેને હાથપગ ધોવા માટે પાણી અપાય છે, શરીરે ચોળવા માટે તેલ અપાય છે અને ખાસ ભોજન કરી તેને જમાડવામાં આવે છે. તે થોડીવાર આરામ લઇ લે ત્યાર પછી જ તેનું નામ ઠામ પૂછવામાં આવે છે. પછી તેના દરજ્જા પ્રમાણે ઉતરવાની ઓરડી તથા બિછાનું તેને મળે છે. ચોમાસા પછી ભાવિક જનો સાધુઓને માટે ઉજાણું કરે છે અને સાધુઓ મોટી સભા ભરીને તેમને ધર્મનો ઉપદેશ કરે છે. સાધુઓને તેમનો ભાગો મળી

જાય ત્યાર પછી પણ ગૃહસ્થો અને બ્રાહ્મણો તેમને ફકીરોને અને બીજી જરૂરની વસ્તુઓ ભેટ આપે છે. સાધુઓ પોતામાં પણ એક બીજાને ભેટો આપે છે. બુદ્ધના નિર્વાણ પછી સંઘના નિયમો પ્રમાણે આમ થતું ચાલ્યું આવે છે."

આ ઉપરથી જણાય છે કે ગુપ્ત રાજાઓના કાળમાં હિંદુસ્તાનની આબાદી બહુ ભારે હશે. જે રાજા દેહાંત દંડ કર્યા સિવાય પોતાનું રાજ્ય ચલાવી શકે તેની સત્તા લોકોના હૃદય ઉપર બેશક ઘણી જ હોવી જોઇએ. અશોક પણ એટલે દરજ્જે કરી શકયો ન હતો. વળી ફાહિયાન કહે છે કે પાટલીપુત્રમાં જમીનદારો તરફથી ધર્માદા દવાખાનાં ચલાવવામાં આવતાં ત્યાં માંદા અને અશક્તને રાહત મળતી. મૌર્ય સમ્રાટોનો સૂનો મહેલ જોઇને તો ફાહિયાન દિઙ્મૂઢ જ થઇ જાય છે. તે લખે છે કે માનવી શક્તિ આવું કામ કરી જ ન શકે. એ તો કોઇ પિશાચગંધર્વોએ બાંધેલો હોવો જોઇએ.

પાટલીપુત્રમાં પોતાનું મથક રાખી ફાહિયાન બધે યાત્રા કરી આવ્યો. પણ રાજ્યસત્તાનું કેન્દ્ર બદલાયાથી મગધનાં શહેરો ઘણાંખરાં પડતી હાલતમાં આવેલાં હતાં. દેશમાં બૌદ્ધ ધર્મનો મહિમા પણ

ઓછો થવા માંડયો હતો. બોધિગયા જે એક વખતે મ્હોટું યાત્રાનું ધામ હતું ત્યાં ફાહિયાને વેરાન જંગલ જોયું. શ્રાવસ્તી, કપિલવસ્તુ, કુશિનારાની પણ એ જ દશા હતી. તે બનારસ અને કૌસામ્બી પણ ગયો હતો. ગૃધ્રકૂટ પર્વત ઉપરની ગુફા, જ્યાં બુદ્ધ ભગવાન ઘણો વખત રહેલા, ત્યાં જઇ ફાહિયાને ફુલ ચઢાવ્યાં અને ધૂપ દીધો. તથાગતના ચરણરજથી પાવન થયેલા તે સ્થળનાં દર્શન કરી ફાહિયાન ગદગદિત થઇ ગયો અને તેની આંખમાં આંસુ આવી ગયાં. તેણે દક્ષિણમાં જવાનો પ્રયત્ન પણ કર્યો હતો, પણ તેમાં બહુ ફાવ્યો જણાતો નથી. છતાં એલોરાની ગુફાઓ સુધી તો તે પહોંચ્યો હતો. આ ગુફાઓ પણ ઉજ્જડ હતી. આસપાસના લોકો અન્યધર્મી થઇ ગયેલા હતા. આમ યાત્રા કરવામાં, સંસ્કૃત શીખવામાં તથા ગ્રન્થોની નકલો કરવામાં ફાહિયાને પાટલીપુત્રમાં ત્રણ વર્ષ ગાળ્યાં. ફાહિયાનને મોટી અડચણ એ હતી કે લેખી ગ્રન્થો મળતા ન હતા. બુદ્ધ ભગવાનનો ઘણો ખરો ઉપદેશ પરંપરાથી કંઠ રાખવામાં આવતો અને બૌદ્ધ ગ્રન્થોનું શિક્ષણ પણ મુખપાઠથી જ અપાતું. ઘણું ખરૂં હરેક ગ્રન્થનો એક એક અધ્યાપક રહેતો.

પાટલીપુત્રમાં કામ પૂરૂં થયું એટલે તેણે આગળ જવા ઉતાવળ કરવા માંડી. પણ તેના પેલા એક સાથીએ તો ત્યાંથી જરાયે ચસકવા ચોખ્ખી ના પાડી. હિંદુસ્તાનના સાધુઓની રીતભાત, વિદ્વત્તા, ધાર્મિક વૃત્તિ અને આટઆટલાં પ્રલોભનો વચ્ચે તેમના મનની સમતા સાથે ચીનના બૌદ્ધ સાધુઓની અલ્પજ્ઞતા તથા દીન દશા સરખાવતાં, ત્યાંના જીવન વિષે તેને કંટાળો ઉપજ્યો. હિંદુસ્તાનના મઠના જીવનથી તે મોહિત થઇ ગયો. તે તો પ્રાર્થના કરવા લાગ્યો કે જ્યાં સુધી મને બુદ્ધત્વ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હિંદુસ્તાનની બહારના કોઇ દેશમાં મારો જન્મ ન થાય. એટલે આ ભાઇએ તો પાટલીપુત્રમાં જ ધામા નાંખ્યા. પણ ફાહિયાનનો ઉદ્દેશ વિશેષ પરોપકારી હતો. જે જ્ઞાન તેણે મેળવ્યું હતું તેનો તેને સ્વદેશમાં પ્રચાર કરવો હતો. એટલે તે એકલો નીકળી પડચો. પાટલીપુત્રથી ગંગા નદીમાં પ્રવાસ કરતો તે તામ્રલિપ્તિ (હાલનું તામલુક) ગયો. અહીં તેને ગ્રન્થો મળવામાં મુશ્કેલી પડી હોય એમ જણાતું નથી. નકલો કરવામાં તથા મૂર્તિઓનાં બીબાં પાડી લેવામાં ત્યાં તેણે બે વર્ષ ગાળ્યાં. ત્યાંથી સમુદ્ર રસ્તે ફાહિયાન સિંહલદ્વીપ ગયો. અહીં બૌદ્ધ ધર્મ જાહોજલાલીમાં હતો. અનુરાધાપુરમાં તેણે પવિત્ર દાંત અને બોધિવૃક્ષની ડાળ

જોઈ. બીજું પણ ઘણું જોવાનું અહીં તેને મળ્યું. પણ આ વૃદ્ધ યાત્રાળુનું મન હવે દેશ તરફ વળ્યું હતું. દેશ છોડયે બાર વર્ષ થઇ ગયાં હતાં. તેના સાથીઓથી તે છુટો પડી ગયો હતો. એટલે તેની આતુરતા ખૂબ વધી ગઇ હતી. વળી આટલી મહેનતે મેળવેલું જ્ઞાન સ્વદેશ સુધી પહોંચાડી શકીશ કે કેમ એવી તેને અધીરાઇ પણ થવા માંડી હતી. એક વખત તો બુદ્ધ ભગવાનની પ્રતિમા આગળ એક વેપારીએ ચીનાઇ પંખો ભેટ મુકયો ત્યારે તે પરિચિત સ્વદેશી વસ્તુ જોઈ દેશ યાદ આવતાં તે મ્હોટે સાદે રડી પડયો.

સિંહલદ્વીપથી ફાહિયાને ચીન જતું કોઇ વહાણ લેવા વિચાર કર્યો, પણ તેની વિટંબનાઓનો હજી કાંઈ તાગ આવ્યો ન હતો. થોડા દિવસ વહાણ ચાલ્યું એટલામાં તો તેમાં કાણું પડયું અને વહાણ હલકું કરવા ખાસ જરૂરનો સામાન રાખી મુસાફરોને પોતાનો બધો સામાન દરિયામાં નાંખી દેવો પડયો. ફાહિયાને પોતાનું કમંડલુ સુદ્ધાં નાંખી દેવા ખુશી બતાવી, પણ પોતાનાપ્રાણથી પણ અધિક એવા ગ્રન્થો, મૂર્તિઓ વગેરે માટે ખૂબ આજીજી કરી તે રહેવા દીધું. છેવટે નેવું દિવસે વહાણ જાવા પહોંચ્યું. ફાહિયાન લખે છે કે

'આ દ્વીપ બ્રાહ્મણો અને નાસ્તિકોના હાથમાં હતો.' અહીં ચીન જતું બીજું વહાણ મળે ત્યાં સુધી ફાહિયાનને રોકાવું પડયું. પણ તેનો જીવ દેશમાં ભરાયો હતો એટલે જાવા વિષે તેણે કાંઈ લખ્યું નથી. જાવાથી ચીન જતાં પણ કાંઈ મુશ્કેલી ન નડે તો એ ફાહિયાનનો પ્રવાસ શાનો? અહીં પણ રસ્તામાં તોફાન નડયું. સફરની મુદત ધાર્યા કરતાં ખૂબ લંબાઈ, ખોરાક અને પાણીની તાણ પડી. કેટલાક ખલાસીઓ ફાહિયાન ઉપર વ્હેમાવા લાગ્યા કે આ સાધુનાં જ આ બધાં કારસ્તાન હોવાં જોઈએ. તેને મારી નાંખવાનો તેમણે વિચાર કર્યો, પણ એક ચીની અમલદારે તેમને બહુ ધમકાવ્યા અને ફાહિયાન બચવા પામ્યો.

આમ અનેક વીતકો સહન કરી ફાહિયાન ચૌદ વર્ષે સ્વદેશ પહોંચ્યો. ચીનને કિનારે ઉતરી ભારે હૈયે અને ધીમે ડગલે તે ઘેર ચાલ્યો. પોતાના પરાક્રમોની બડાઇ મારે એવો તે ન હતો, પણ તેને ઘણા માણસો પૂછયાં કરતા એટલા સારૂ ચીનની વિદ્વન્મંડળી આગળ તેણે પોતાના અનુભવો પુસ્તકના રૂપમાં રજુ કર્યા. ચીનમાં તેની સારી કદર થઇ. પોતાનું શેષ જીવન ચીનાઓને સંસ્કૃત શીખવવામાં તથા

મેળવેલા ગ્રંથોનો અનુવાદ કરવામાં અને કરાવવામાં તેણે ગાળ્યું.

પોતાનો ધર્મસંસ્થાપક પરદેશનો હોય એ અગવડ કાંઈ ન્હાનીસૂની નથી. મોહમ્મદ પયગમ્બર અરબસ્તાનના જ રહેવાસી હતા, જરથોસ્ત ઈરાની હતા, હિંદુસ્તાનના ઋષિમુનીઓ સિંધુ અને ગંગાને કાંઠે રહેતા. તેથી જ આ ત્રણે ધર્મના લોકોને એક જાતની પરંપરા અને સંસ્કૃતિની સગવડ મળે છે. આ ત્રણમાંથી બે ધર્મ—હિંદુ અને પારસી—દિગ્વિજય કરવા નીકળ્યા જ નથી. એટલે તેમનું કાર્ય બહુ જ સ્હેલું હતું. પણ ખ્રિસ્તી અને બૌદ્ધ ધર્મનું પ્રારબ્ધ કાંઇ જુદું જ છે. આ બન્ને ધર્મ આજે પોતાના જન્મસ્થાનમાં નથી. ખ્રિસ્તીઓને ઇશુની જન્મ-ભૂમિની યાત્રા કરવા માટે સલાદીનના રાજ્યમાં જવું પડતું અને ચીના લોકોને હિંદુસ્તાનમાં બ્રાહ્મણધર્મીઓના રાજ્યમાં થઇ સ્વધર્મનું અધ્યયન કરવું પડતું. બન્નેનું ભાગ્ય સરખું જ. પણ સ્વભાવભેદને લીધે આ બે પ્રવૃત્તિઓમાં કેટલો ફેર પડયો? ખ્રિસ્તીઓને પોતાના ધર્મસંસ્થાપકની જન્મભૂમિ પોતાને કબજે કર્યા વગર સંતોષ ન વળ્યો અને તેટલા માટે યુરોપના બધા રાજાઓ એકત્રિત થઇને મુસલમાનો સાથે લડયા. મુસલમાનોના મનમાં ઇસા મસીહને વિષે અનાદર હતો એમ તો નથી જ. એક પાક સાધુ તરીકે તેઓ તેને માનતા જ હતા. એટલે તેઓ ઇસા મસીહની જન્મભૂમિ શાના છોડે? ખ્રિસ્તીઓનો ધર્મસંસ્થાપક જે દેશમાં જન્મ્યો ત્યાં તેમનું રાજ્ય થયું એ

કાંઈ તેમનો વાંક ન હતો. પેલેસ્ટાઇનની પ્રજા કાંઈ અધિકાંશ ખ્રિસ્તી ન હતી.

ચીના લોકો પણ તથાગતના જન્મસ્થાનનું, તેમના વિહાર પ્રદેશનું અને તેમના અવશેષ ઉપરના સ્તૂપોનું દર્શન કરવા હિંદુસ્તાનમાં આવતા. ધર્મનું સંગીન અધ્યયન કરવાની સગવડ હિંદુસ્તાનમાં જ મળે એમ હતી. એટલે હિંદુ-સ્તાનમાં આવ્યા વગર તેમનો છૂટકો ન હતો. પણ હિંદુ લોકોએ તેમને રોકાણ તો ન જ કર્યું. પરદેશમાંથી આવતા પરધર્મી વિદ્વાનોની આગતાસ્વાગતા કરવા જેટલો હિંદુસ્તાન સંસ્કારી હતો, અને ચીના લોકમાં તથાગતની જન્મભૂમિ કબજે કરવા જેટલી રાજતૃષ્ણા અથવા ધાર્મિક ઝનૂન ન હતાં. ક્રુસેડનાં યુદ્ધો લડનાર ખ્રિસ્તીધર્મી વીરો અને યાત્રાનાં સંકટો વેઠનાર ચીની વીરો વચ્ચે વીરતા તો સરખી જ હતી. પણ એક વીરતા આસુરી હતી ત્યારે બીજી સાત્ત્વિક અથવા દૈવી હતી. તેથી ચીન અને હિંદુસ્તાન વચ્ચે મીઠાશ જ રહી છે; જ્યારે તુર્કી અને યુરોપ વચ્ચે હાડવેર બંધાઇ ગયું છે.

---

# પ્રકરણ ૨૭મું

## ગુપ્ત કાળ

### ( ઇ. સ. ૩૨૦ થી ૫૩૦ )

ગુપ્ત સામ્રાજ્યનો કાળ એ હિંદુ સમાજની જાહોજલાલીનો કાળ છે. આજે જેને આપણે ચુસ્ત સનાતન સમાજ પદ્ધતિ ગણીએ છીએ તેનું મૂળ સ્વરૂપ આ ગુપ્ત સમયમાં જ બંધાયું હશે એમ લાગે છે. બેશક તે સમયે આજની પેઠે તેની વિકૃત દશા ન હતી. પણ આજની વિકૃત દશામાં પણ ગુપ્ત કાળની સમાજ સ્થિતિ સાથે કાંઇકમળતાપણું તો છે જ. વેદકાળમાં ધર્મ રાજ્યાશ્રય ખોળતો હશે એમ લાગતું નથી. મહાભારત કાળમાં પણ ધર્મને રાજ્યાશ્રયની જરૂર જણાઇ હશે એમ ભાસતું નથી. ધર્મને રાજ્યાશ્રય આપવાની પ્રથા મૌર્યકાળથી શરૂ થઇ છે. રાજ્યાશ્રયને લીધે હિંદુ ધર્મ અને સમાજમાં નિશ્ચિતપણું, સુવ્યવસ્થા અને એકરૂપતા આવી, પણ તે સ્વતંત્રતા અને ધાર્મિક પ્રાણને ભોગે. ગુપ્ત કાળમાં વ્યાવહારિક તેમજ ધાર્મિક સામ્રાજ્ય એકત્રિત થયું હતું. બન્ને ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, અને સ્કન્દગુપ્ત વગેરે સમ્રાટો સાથે

મહાભારત, વિષ્ણુપુરાણ, મનુસ્મૃતિ વગેરે સાહિત્યસમ્રાટો અથવા સમ્રાટગ્રંથો હાલના સ્વરૂપમાં રચાયલા જણાય છે. આ ત્રણે ગ્રંથોમાં અરસપરસ અસર તો ચોક્કસ જણાય છે અને એક સમ્રાટ્ બુદ્ધિનો હાથ આ ત્રણે પાછળ હશે એમ ચોક્કસ લાગે છે. આ ત્રણે ગ્રંથ પ્રાચીન હોવાથી તેની ભિન્નતા અને અને સ્વતંત્રતા છે જ, પણ ગુપ્તકાલીન સંસ્કરણ ત્રણે ઉપર એક જ રીતે અને એકજ હેતુથી થયેલું હોવું જોઇએ.

સંસ્કૃત ભાષા ઉપર પણ આ સામ્રાજ્યભાવનાની અસર થઇ હોવી જોઇએ. સામ્રાજ્યભાવના હમેશાં દરેક વસ્તુને એકાગ્ર, સુવ્યવસ્થિત અને બળવાન બનાવી દે છે; પણ ઉદ્દીપક દવાની પેઠે થોડા જ દિવસમાં બધું નિષ્પ્રાણ કરી મૂકે છે. ગુપ્ત કાળ પછી કેળવાયલી સંસ્કૃત ભાષા કૃત્રિમ થવા લાગી અને તેથી બાણ અને દણ્ડી જેવા અસાધારણ પ્રતિભાવાળા અલૌકિક કવિઓને પણ ક્લિષ્ટ અને જટિલ ભાષામાં લખવું પડયું. ભાષાના ઓજસ્ વિષેની તેમની કલ્પના બગડી ગઈ હતી. આમ ભાષાનો આદર્શ ન બગડયો હોત તો મહાકવિઓ મહાભારતના જેવી સાદી ભાષામાં જ લખત પણ મહાભારતની સાદાઈનું અનુકરણ કરવાને બદલે કવિઓએ તો મહાભારતમાં જ અઘરા અને કૂટ શ્લોકો ઘુસાડી દીધા છે.

ગુપ્ત કાળમાં મહાભારતની અસર સમાજ ઉપર વધારેમાં વધારે પડી હશે. સંસ્કૃતિની એકરૂપતા જાળવવા માટે તેનો ઉપયોગ ખૂબ થતો હોવો જોઇએ. નહિ તો ધનના ઢગલા ઉસેડવા

જાવા અને બાલી દ્વીપ સુધી પ્હોંચનાર વેપારીઓને હિંદુ-સ્તાનનું સ્થાપત્ય અને મહાભારત સાથે લઇ જવાનું સૂઝત નહિ. આ કાળમાં હિંદુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર ખૂબ વધ્યો હતો. રોમથી માંડીને કેંથે (પૂર્વ ચીનમાં) સુધી હિંદુ-સ્તાનનો વેપાર ધમધોકાર ચાલતો.

ધાર્મિક સ્થિતિ જોઇએ તો બ્રાહ્મણ કાળમાં યજ્ઞ પ્રસંગે વાદવિવાદ થતાં તે જઇ, મૌર્ય કાળમાં સંગિથી–ધાર્મિક સભાઓ–દાખલ થઈ હતી તે પણ જઇ, આ કાળમાં કોઇ મધ્યવર્તી સમિતિ મારફત ધર્મગ્રંથનાં સંસ્કરણ થતાં હતાં. રાજાઓ યુદ્ધમાં વિજય મેળવી સામ્રાજ્યો સ્થાપવા લાગ્યા એટલે પંડિતો પણ સભાજય કરી પોતાનું સામ્રાજ્ય સ્થાપવા લાગ્યા હશે. ઉપનિષદ્ કાળમાં સભાજય થતા હતા, પણ તે ગાયો મેળવવા સારૂ અથવા તત્ત્વ સારૂ. હવે તો પંડિતો સભાજય કરી ધર્માચાર્યો થવા લાગ્યા. આમાંથી જ આદ્ય શંકરાચાર્યને જગદ્દગુરુની ગાદી સ્થાપવાનું સૂઝયું હશે. ગુપ્ત સામ્રાજ્ય અને શંકરાચાર્યનું ધર્મસામ્રાજ્ય લોકોને બહુ જ ગમી ગયું હશે. કેમકે આજે પણ લોકો ઉપર તેની અસર છે. ધર્મમાં તેમજ વ્યવહારમાં જો કોઈ મધ્યવર્તી સત્તા સ્થાપન થઇ જાય તો લોકો ઝટ તેને અનુકૂળ થઇ જાય છે.

આ કાળની કળા અને સ્થાપત્ય વિષે તે વિષય ઉપરના જુદા પ્રકરણમાં વિવેચન કરવામાં આવશે એટલે આપણે અત્યારે તેમાં નહિ ઉતરીએ.

## મહાભારતનું સંસ્કરણ

ભારતીય યુદ્ધ પછી થોડા જ દિવસમાં કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે) મહાભારત રચ્યું. એ વખતે તે ગ્રંથને જય કહેતા હતા, જય જન્મેજયના વખતમાં નાગ લોકો સામે આર્ય લોકો ને લડવાને ઉત્તેજિત કરવા ખાતર પણ રચાયો હોય. ત્યાર પછી જ્યારે જ્યારે રાષ્ટ્રમાં ભારે વિચારક્રાન્તિ અથવા સામાજિક ક્રાન્તિ કરવાનું સમાજના નેતાઓને સૂઝયું છે ત્યારે ત્યારે તેમણે મહાભારતનું નવું સંસ્કરણ કર્યું છે. જેમ બધી નદીઓ સમુદ્રમાં જઇને મળે છે તેમ દરેક જમાનાની માન્યતાઓ, તાત્વિક મતભેદો, વંશવંશાન્તરની કથાઓ અને ધાર્મિક ઉપાસનાઓ આ મહાન્ ગ્રંથમાં મળે છે. તેથી 'જય'નું 'ભારત' થયું અને 'ભારત'નું 'મહાભારત' થયું.

હિંદુ સંસ્કૃતિ જેટલી વિવિધ અને વિશાળ છે તેટલો જ આ ગ્રંથ વિવિધ અને વિશાળ થયો છે. અને કોઇ સમ્રાટ્ની સત્તા ન ચાલે એટલી આ ગ્રંથની સત્તા હિંદુસમાજ ઉપર આજ સુધી ચાલતી આવેલી છે. ગુપ્ત સામ્રાજ્ય વખતે મહાભારતના સંસ્કરણનું વિશેષ કારણ હતું. વેદકાળથી ચાલતી આવેલી માન્યતાઓ અને કથાઓ સુરક્ષિત રાખી જનસમાજમાં પીરસવાની હતી. વેદનો અધિકાર તો બ્રાહ્મણોને જ હોય એવી માન્યતા આ વખત પહેલાં જ રૂઢ થયેલી હોવી જોઇએ. વેદની મીમાંસા એટલે કે તાર્કિક ચર્ચા તો થઇ જ ન શકે, કેમકે તેમાંથી જ ધર્મ ઉદ્ભવેલો છે એવું અત્યાર સુધીમાં નક્કી થઈ ચૂકયું હતું. એટલે વૈદિક માન્યતાઓ લોકોમાં ફેલાવવાનો કાંઇ બીજો ઉપાય જોઇતો જ

હતો. મહાભારતના નવા સંસ્કરણથી તે મળ્યો. ઉપનિષદ્ અને દર્શનમાં જે આર્ય વિચારનું ઉડ્ડાણુ અને ઉંડાણુ પ્રકટ થયું તે પણ સર્વ જનોને પ્રાપ્ય કરવાની જરૂર હતી. ત્યાર પછીના બૌદ્ધ કાળના મંથનનું નવનીત પણ આખા સમાજને ખવડાવ્યા વગર ચાલે તેમ ન હતું. એ બધું મહાભારત દ્વારા કરવાનો આ કાળમાં પ્રયાસ થયો. અત્યારે જે સ્વરૂપમાં મહાભારત આપણી પાસે છે તે સ્વરૂપ આ કાળમાં નિર્માણ થયું. મહાભારતનું આ છેલ્લું સંસ્કરણ જે સફળતા પામ્યું છે તે જોઇને સંસ્કરણકારની યોગ્યતા વિષે મનમાં આદરભાવ ઉપજે છે. આ સંસ્કરણકારે ઇતિહાસની દૃષ્ટિ રાખી હતી એમ તો ન જ કહેવાય. છતાં એણે મહાભારતના ભિન્ન ભિન્ન કાળનાં જુદાં જુદાં પડ શ્રદ્ધાપૂર્વક એમને એમ રહેવા દીધાં છે તેથી ઇતિહાસકારોને ઘણો જ લાભ થયો છે.



# પ્રકરણ ૨૮મું

## દંતકથાઓનો ઇતિહાસ

ગુપ્ત કાળમાં એક ઐતિહાસિક વિચિત્રતા જણાઈ આવે છે. સમુદ્રગુપ્ત અને વિક્રમાદિત્ય આ બે ગુપ્ત કાળના સૌથી મોટા સમ્રાટો છે. એમાં વિક્રમાદિત્ય આખા હિંદુસ્તાનના સ્મરણમાં તાજો ને તાજો રહ્યો છે, એટલું જ નહિ પણ કેટલાક અંશોમાં વૃદ્ધિ પણ પામ્યો છે. છતાં વિક્રમાદિત્ય વિષે ઐતિહાસિક પુરાવો ક્યાંય મળતો જ નથી. આથી ઉલટું સમુદ્રગુપ્ત વિષે ઐતિહાસિક પૂરાવો ખૂબ છે. એનો એક પ્રત્યક્ષ કીર્તિલેખ અશોકના લાટ ઉપર છે. છતાં પુરાતત્ત્વવેત્તાઓએ એ શોધી કહાડયો ન હતો ત્યાં સુધી સમુદ્રગુપ્ત નામનો કોઈ સમ્રાટ હિંદુસ્તાનમાં થઇ ગયો એની સ્મૃતિ પણ આપણા લોકોમાંથી લુપ્ત થઇ ગઇ હતી. પણ વિક્રમનું નામ ન્હાનાં છોકરાં પણ જાણે છે. વિક્રમે કવિઓને અને બીજા ગુણીઓને આશ્રય આપી લૌકિક વિદ્યાની ઉન્નતિ કરી તેનું આ ફળ હશે.

ઇતિહાસકારો માને છે કે ગુપ્તવંશનો બીજો ચંદ્રગુપ્ત એ જ વિક્રમાદિત્ય. પણ આપણો વિક્રમાદિત્ય તો શકારિ તરીકે ઓળખાય છે અને શક સામે નહિ પણ હુણો સામે તો ચંદ્રગુપ્તને નહિ પણ નરસિંહગુપ્ત બાલાદિત્ય અથવા મધ્ય પ્રદેશના યશોધર્માને લડવું પડયું હતું.

પ્રાચીન કાળમાં જેમ રામ એક આદર્શ રાજા તેમજ મધ્યકાળમાં મધ્યકાલીન આદર્શની મૂર્તિ વિક્રમરાજા. વિક્રમરાજાએ પ્રજાને પરચક્રની બીકમાંથી મુક્ત કરી. પછી તે ગુપ્ત વેષે રાજ્યમાં ફરતો, લોકોનું સુખદુઃખ નિહાળતો, ગરીબોનાં જીવનનો પ્રત્યક્ષ અનુભવ લેવામાં રસ લેતો અને તે દ્વારા પોતાના અમલદારોનો પ્રત્યક્ષ જુલમ ઓળખી તેમના ઉપર બરાબર અંકુશ રાખતો. પ્રજાને સામાન્ય રીતે પરચક્ર અને લૂટફાટનો ભય રહે છે તે દરેક રાજ્ય સબળ હોય તો દૂર કરે જ છે. પણ હમેશાં રાજ્યના અમલદારો તરફથી જ જે અસહ્ય જુલમ થાય છે તેમાંથી જે છોડાવે તે જ માબાપ સરકાર તો ગણાય.

મનુસ્મૃતિમાં પણ લખેલું છે:

> **राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ।**
> **भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥**

રાજાએ પ્રજાના રક્ષણને માટે રાખેલા અમલદારો ઘણે ભાગે પ્રજાનું ધન લૂંટનારા અને ઠગ હોય છે. એટલા માટે રાજાએ તેમની સામે પ્રજાનું રક્ષણ કરવું જોઇએ.

વિક્રમ રાજા એ આદર્શને પહોંચી શકયો, માટે જ આખા ભારતવર્ષમાં આટલો લોકપ્રિય થઇ પડયો છે. તેને વિષે કોઈ તામ્રપત્ર ઉપર કે પથ્થર ઉપર અથવા ભૂર્જપત્ર પર લખેલી વિગત ભલે ન મળે પણ એક મહાન રાષ્ટ્રના હ્રદયમાં અને કંઠસ્થ સાહિત્યમાં નામ અજરામર થવું એ કાંઇ ઐતિહાસિક પૂરાવો ઓછો નથી.

વિક્રમ રાજા વિષે જેટલી દંતકથાઓ છે તે બધી સાચી જ છે અથવા તે બધી એક જ વ્યકિત વિષે છે એમ માનવાનું કારણ નથી. વિક્રમ જેવા રાજાએ પ્રજાપાલક રાજાનો આદર્શ સમાજ આગળ મૂકયા પછી તે આદર્શને ઓછાવત્તા પ્રમાણમાં પહોંચનાર અનેક રાજાઓનાં નામ અને દેશકાળની વિગત ધ્યાનમાં રાખવાની તકલીફ લોકહૃદય લેતું નથી. એવા બધા રાજાને વિક્રમના જ અવતાર અથવા વિક્રમ પોતે જ બનાવી દઈ બધી કથાઓ તેના જ નામની તાણી ઉપર લોકો વણી નાંખે છે. અને કેટલીક વાર લોકકવિઓને સૂઝેલી કાલ્પનિક કથાઓ પણ તે રાજાના નામ ઉપર જ ચ્હડી જાય છે. આથી મૂળ રાજાનું ચરિત્ર સમૃદ્ધ અને વિવિધ થઈ જાય છે અને કેટલીક વાર તે બહુ જ કૃત્રિમ થઈ મૂળ આદર્શને નુકસાન પણ પહોંચાડે છે. વિક્રમ રાજા વિષે આજે જેટલી વાર્તાઓ છે તેટલા બધા પ્રસંગો એક જ રાજાના જીવનમાં બનવા પણ સંભવિત નથી.

વિક્રમની પેઠે રાજા ભોજ અને કવિ કાલિદાસને નામે ભારતવર્ષના બધા કવિ અને રાજાઓની પ્રતિભા અને

રસિકતા વ્હડી ગયાં છે. અને સમાજથી અળગા રહી બેવકુફ બનેલા રાજા અને મનુષ્યસ્વભાવનો પૂરો પરિચય રાખનાર ચતુર પ્રધાનના બધા વિનોદો બિચારા અકબર અને ઇતિહાસમાં જેણે કશી નામના નથી મેળવી એવા બીરબલને નામે ચાલે છે.

---

# પ્રકરણ ૨૯મું

---

## હૂણ લોકો

પરદેશથી આવી હિંદુસ્તાનને જેમણે વધારેમાં વધારે ત્રાસ આપ્યો અને તે છતાં જેમની અસર થોડામાં થોડી રહી એવા આ હૂણ લોકો છે. આ હૂણ લોકો ક્યાંથી આવ્યા, તેઓ કયા માનવ-વંશની શાખા હતા, તેમનામાં કેટલી જાતિઓ હતી અને યુરોપમાં કાળો કેર વર્તાવનાર હન લોકો સાથે એમનો શો સંબંધ હતો એ નક્કી કરવામાં પણ હૂણ લોકોએ ઇતિહાસકારોને ઓછી તકલીફ આપી નથી.

એમનો ઇતિહાસ છેક ચંદ્રગુપ્ત મૌર્યના વખતનો મળી આવે છે. તે અરસામાં તેઓ ચીનની ઉત્તરના શુષ્ક અને વેરાન પ્રદેશમાં રહેતા અને ત્યાંથી વારંવાર દક્ષિણમાં ઉતરી આવી ચીના લોકોને હેરાન કરતા હતા. બિચારા ચીના લોકોને તેમની સામે દેશનું રક્ષણ કરવા એક મોટી ૧૫૦૦ માઈલ લાંબી દિવાલ

બાંધવાનું સૂઝયું. આ દિવાલ ભૂગોળમાં પ્રસિદ્ધિ પામી છે, પણ એણે કાંઇ ચીનાઓનું રક્ષણ કર્યું નથી. દેશમાં શૌર્ય ન હોય તો માટીની દિવાલ શું રક્ષણ આપે ? આખરે બસો વર્ષ પછી ચીનની ગાદી ઉપર હાન વંશમાં વુટી નામનો એક પરાક્રમી બાદશાહ થયો. તેણે હૂણ લોકોને દેશમાંથી મારીને હાંકી કહાડ્યા, અને તાબે થવાની ફરજ પાડી. કેટલાક તાબે થયા પણ ખરા. જેમને તાબે થવું ન હતું તેમનું મોજું પશ્ચિમ તરફ ઉલટયું. ધીમે ધીમે કાસ્પિયન સમુદ્રની ઉત્તર તરફથી તેઓ યુરોપમાં ડૅન્યુબ નદી સુધી પહોંચ્યા. ઍટિલ્લા નામના તેમના એક પરાક્રમી અને ક્રૂર સરદારે રોમન સામ્રાજ્યને ઢઢળાવી નાંખ્યું.

બીજી એક શાખા ફારસ અથવા ઇરાનમાં ગઈ અને ત્યાં પણ તેણે પોતાના સ્વભાવ મુજબ ખૂબ ત્રાસ વર્તાવ્યો.

ત્રીજી શાખા હિંદુસ્તાન પર આવી. આ શાખાએ આમિયાનમાં પોતાનું થાણું જમાવી કાબુલની કુશાન ઠકરાતો તોડી પાડી અને સિંધ સર કર્યું. ધીમે ધીમે તેઓ છેક નર્મદા સુધી પથરાઇ ગયા. ઇ. સ. ૪૫૫માં મગધરાજ સ્કન્દગુપ્તે તેમને હરાવ્યા. આ વિજયના

સ્મારક તરીકે તેણે એક કીર્તિસ્તંભ ઉભો કર્યો અને તેના ઉપર વાસુદેવની મૂર્તિ સ્થાપી.

પણ સ્કન્દગુપ્ત હૂણ લોકને પૂરેપૂરા હાંકી કહાડી શક્યો નહિ. કેમકે આ જ અરસામાં ઈરાનમાં ફારસી લોકોને હરાવી ઘણા હૂણ લોકોને ત્યાંથી હિંદુસ્તાનમાં આવવા પરવાર મળ્યો હતો. તેમણે વારંવાર હલ્લા કરી ગુપ્તોની સત્તા નબળી પાડી. છઠ્ઠા સૈકાની શરૂઆતમાં તોરમાણુ નામના તેમના એક સરદારને સ્થાયી રાજ્ય સ્થાપવાનું સૂઝયું. તેણે માળવા જીતી લઈ મહારાજાધિરાજનું પદ ધારણ કર્યું.

તોરમાણુ પછી તેનો દીકરો પ્રખ્યાત મિહિરગુળ ગાદીએ આવ્યો. એણે શાકલ (હાલનું શિયાલકોટ) શહેર પોતાની રાજધાની તરીકે પસંદ કર્યું. તે અત્યંત ક્રૂર હતો. ઉત્તરના યમરાજ તરીકે તેણે ખ્યાતિ મેળવી. કહેવાય છે કે એણે બૌદ્ધ લોકોનો લગભગ શિકાર કર્યો હતો. એક વાર કાશ્મીરમાં ખાડામાં પડેલા એક હાથીની ચીસો સાંભળી એને એટલો આનંદ થયો કે એણે પોતાનાં આંખકાનને તોષવા ખાતર એકદમ સો હાથીઓને એક કરાડ ઉપરથી ગબડાવી મારી નાંખ્યા. આવી આસુરી વૃત્તિનો રાજા ઉદાસીન પ્રજાને પણ શત્રુ કરી મૂકે એ સ્વાભાવિક છે.

મગધના રાજા નરસિંહગુપ્ત બાલાદિત્યે પોતાના માંડલિકોને એકત્રિત કરી મિહિરગૂળનો વિરોધ કર્યો. એ જ અરસામાં મધ્યદેશમાં યશોધર્મા નામે પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તે પણ પરચક્ર સામે થનારા આ રાષ્ટ્રસંઘમાં ભળ્યો. તેણે નરસિંહગુપ્ત બાલાદિત્ય સાથે મૈત્રી કરી. ઇ. સ. ૫૨૮ના અરસામાં આ એકત્રિત હિંદી સૈન્યે હૂણોને સખ્ત હાર ખવરાવી. આ યુદ્ધમાં યશોધર્માનું પરાક્રમ બહુ દીપી નીકળ્યું અને તેનો યશ વિસ્તાર પામ્યો. હૂણોની શક્તિ છેક ક્ષીણ થઇ ગઇ અને આખરે તેઓએ આ દેશમાં જ કાયમનો વસવાટ કર્યો.

આ હૂણ જાતિ શરૂઆતમાં વ્યાધ અને ગોપ વૃત્તિની હતી. પણ યુરોપમાં રોમન સામ્રાજ્યના અને હિંદુસ્તાનમાં ગુપ્ત સામ્રાજ્યના સંબંધમાં આવી તેઓ સુધર્યા, સ્થિર થયા અને અંતે તે તે સમાજમાં ભળી ગયા.

આ હૂણ લોકો સાથે જ ગુર્જર લોકો પણ આવ્યા હતા. હૂણ લોકો રાજપૂતાનામાં જાટ લોકોના સ્વરૂપમાં આપણા જોવામાં આવે છે, અને ગુર્જર લોકો કાશ્મીરની આસપાસ પહાડમાં ગાયોબેટાંનાં ટોળાં લઇને ફરતા જોવામાં આવે છે. યવન લોકોથી માંડીને હૂણ

લોકો સુધી જેટલા પરદેશીઓ હિંદુસ્તાનમાં આવ્યા તે બધા હિંદુ (અથવા બૌદ્ધ) સમાજમાં ભળી ગયા, કેમકે તેમણે અહીંનો ધર્મ સ્વીકાર્યો. હૂણો પછી તુર્ક લોકો મુસલમાની ધર્મ લઇ હિંદુસ્તાનમાં આવ્યા. તેમને પોતાના જ ધર્મનો પ્રચાર કરવાનો હોવાથી તેઓ હિંદુ ન બન્યા. અને હિંદુઓએ ધર્મભેદને લીધે તેમને પોતાના સમાજમાં ભળવા ન દીધા. તેથી આ બન્ને કોમોનો વિગ્રહ લાંબા વખત સુધી ચાલ્યો. પણ આખરે બન્ને કોમોએ જોયું કે ધાર્મિક અને સામાજિક માન્યતાઓની એકતા કર્યા વગર પણ સંપીને રહી શકાય છે. આ બે ઇતિહાસપ્રસિદ્ધ કોમો જો આ વસ્તુ પૂરેપૂરી સિદ્ધ કરી બતાવે તો દુનિયામાંનો ધર્મદ્વેષ અને જાતિદ્વેષ કાયમને માટે મટી જાય.



# પ્રકરણ ૩૦મું

## શ્રી હર્ષવર્ધન

(ઈ. સ. ૬૦૬ થી ૬૪૭)

"પ્રાચીન ભારતના ચક્રવર્તી ત્રણ: ચંદ્રગુપ્ત મૌર્ય, સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય અને હર્ષ કિંવા હર્ષવર્ધન આદિત્યશીલ. એકનો પ્રતાપ પશ્ચિમમાં સીરિયા સુધી, બીજાનો દક્ષિણમાં લંકા સુધી અને ત્રીજાનો પૂર્વમાં ચીન સુધી પસર્યો હતો. મેગેસ્થિનિસે પહેલાના રાજયતંત્રનાં, ફાહિયાને બીજાના બંદોબસ્તનાં અને હ્યુએનસાંગે ત્રીજાની વિદ્વત્તાનાં અત્યંત વખાણ કર્યાં છે. મૌર્યે વિશેષ ગૌરવ ગુરુથી પ્રાપ્ત કર્યું હતું, પરાક્રમાદિત્યે વિશેષ સિદ્ધિ શસ્ત્રથી મેળવી હતી અને આદિત્યશીલે વિશેષ કીર્તિ કવિત્વથી જમાવી હતી."

હર્ષવર્ધનના પૂર્વજો કુરુક્ષેત્ર તરફ રહેનારાં ક્ષત્રિય રાજાઓ હતા. માતાની તરફથી મગધના ગુપ્તવંશ સાથે તેમનો સંબંધ હતો. હર્ષનો પિતા

પ્રભાકરવર્ધન પોતાના પરાક્રમ વડે મહારાજાધિરાજ અને હૂણહરિણકેસરી પદોને પામ્યો હતો. તેણે ગાંધાર, સિંધ વગેરે દેશના હૂણ રાજાઓને હરાવ્યા હતા. એટલું જ નહિ પણ ગુર્જર, લાટ અને માળવાના રાજાઓને પણ નમાવ્યા હતા. હૂણોનો પૂરેપૂરો પરાભવ કરવા પોતાના મોટા કુંવર રાજ્યવર્ધનને એક જબરૂં સૈન્ય આપી અફઘાનિસ્તાનની પાર બામિયન જે હૂણોનું મુખ્ય મથક હતું તેના ઉપર તેણે મોકલ્યો હતો. આ ચ્હડાઇમાં ભારતવર્ષના બીજા રાજાઓ પણ ભળ્યા હતા. હૂણ લોકોને તેમના પોતાના નિવાસસ્થાનમાં જઈ રાજ્યવર્ધને એવા ખોખરા કર્યા કે તેઓએ ફરી હિંદુસ્તાન સામે માથું ઉંચું કર્યું નથી.

આ અરસામાં પ્રભાકરવર્ધન ગુજરી ગયો અને જ્યેષ્ઠ પુત્ર રાજ્યવર્ધનને ગાદી સંભાળવા માટે ઉતાવળા પાછા આવવું પડ્યું. રાજ્યવર્ધનને રાજ્યશ્રી કરીને એક સંસ્કારી બ્હેન હતી. તેને કનોજના ગ્રહવર્મા મૌખરી સાથે પરણાવી હતી. પણ રાજ્યશ્રીના ભાગ્યમાં દુઃખ લખેલું હતું. તેના ભાઈની ગેરહાજરીનો લાભ લઇ અપરમાલવના રાજાએ ગ્રહવર્માનું ખૂન કર્યું અને રાજ્યશ્રીને કેદમાં પૂરી દીધી. રાજ્યવર્ધને માલવરાજાનો પરાભવ કર્યો પણ રાજ્યશ્રીને છોડાવે તે પહેલાં માલવરાજાના મિત્ર વંગનરેશ શશાંકે વિશ્વાસ-

ઘાત કરી તેનુ ખૂન કર્યું. રાજ્યશ્રીએ બંદીવાસમાંથી નાસી વનવાસ લીધો. હવે ન્હાનાભાઇ હર્ષવર્ધન ઉપર બધી જવાબદારી આવી પડી. એણે માલવેશ અને વંગેશને બરાબર શાસન કર્યું અને ઝપાટાબંધ વિન્ધ્ય પર્વતના જંગલમાં જઇ પોતાની બ્હેનને બળી મરવાની તૈયારીમાં હતી તેમાંથી બચાવી. ત્યારપછી ૭ વર્ષ સુધી બરાબર યુદ્ધ ચલાવી આસપાસના બધા રાજાઓને હરાવ્યા અને ઉત્તર હિંદુસ્તાનમાં એક ચક્રી સામ્રાજ્ય જમાવ્યું. શરૂઆતમાં એની સેના ૫,૦૦૦ ગજદળ, ૨૦,૦૦૦ હયદળ અને ૫૦,૦૦૦ પાયદળની હતી. પણ છ વર્ષની આખરે તેની સેના વધીને તેમાં ૬,૦૦૦ તો એકલા હાથી જ થયા હતા. ઘોડેસ્વાર તો એક લાખ સુધી પહોંચ્યા હતા અને પાયદળનો તો સુમાર જ ન હતો રહ્યો.

છતાં શ્રી હર્ષ વાતાપિના ચાલુક્ય રાજા દ્વિતીય પુલકેશી સામે ફાવ્યો નહિ. પુલકેશીના મહારાષ્ટ્રી વીરોએ દક્ષિણ તરફ આવવાના બધા રસ્તા રોકી રાખ્યા. શ્રી હર્ષનું બધું બળ તેમની સામે વ્યર્થ ગયું અને આખરે નર્મદા નદી એ જ પોતાના રાજ્યની દક્ષિણ સીમા એમ હર્ષને કબૂલ કરવું પડયું.

આ યુદ્ધ પછી વીસ વર્ષે હર્ષે ગંજામ ઉપર ચઢાઇ કર્યાનું જાણવામાં છે. હર્ષના સામ્રાજ્યનો

વિસ્તાર નર્મદાથી લઇને ઉત્તરમાં હિમાલય સુધી અને પૂર્વમાં કામરૂપથી માંડીને પશ્ચિમમાં રાજપૂતાના સુધી હતો.

શ્રી હર્ષ આવા વિશાળ સામ્રાજ્યની પ્રત્યક્ષ દેખરેખ રાખવા દર વર્ષે મુસાફરીએ નીકળતો. "તેના રાજ્યમાં સર્વત્ર સુખ અને શાન્તિ હતાં. શહેરોની આસપાસ ખાઇઓ અને દિવાલો કરવામાં આવતી. દરેક દુકાન ઉપર તેની વિશિષ્ટ નિશાની રહેતી. ખાટકી, માછી, નર્તકી અને ભંગીઓને શહેર બહાર રહેવું પડતું. ઘરો ઇંટોનાં હતાં અને ઉપર નળીઆં વપરાતાં. દિવાલો ઉપર લાકડા અથવા વાંસની મેડીઓ બાંધવામાં આવતી. ઘરની દિવાલો છાણ, માટી અથવા ચુનાથી લીંપવામાં આવતી. લોકોનાં કપડાં બહુ જ સ્વચ્છ રહેતાં. લોકો ધોતીઉં, પાઘડી અને ખેસ વાપરતા હોવાથી દરજીનું કામ રહેતું નહિ. રેશમ, રૂ, શણ અને ઊનનાં કપડાં લોકો પહેરતાં. ઘરેણાંનો પણ લોકોને શોખ હતો. બ્રાહ્મણોની પ્રતિષ્ઠા ખૂબ હતી. જોકે આજની પેઠે તેઓ ભિક્ષા માગવા પણ નીકળતા. બૌદ્ધોના અઢાર પંથો હતા. એકંદરે લોકો પ્રામાણિક અને અસરાફ હતા. અપરાધીઓને સૌમ્ય સજા થતી. ગુન્હા શોધી કહાડવા માટે દિવ્યનો ઉપયોગ થતો.

વેઠની પ્રથા હતી. પણ મજુરીના દામ પૂરેપૂરા આપ-વામાં આવતા."

રાજા ઉત્સવપ્રિય હતો. ઉત્સવને દિવસે તે મોતી અને સોના ચાંદીનાં પુલો દાનમાં આપતો. બ્રાહ્મણ અને શ્રમણને સરખો જ પુરસ્કાર મળતો. હરદ્વાર, પ્રયાગ, બનારસ વગેરે ઠેકાણે બ્રાહ્મણવિદ્યા કેળવાતી હતી જ્યારે નાલંદામાં બૌદ્ધશાસ્ત્રોનું અધ્યયન ચાલતું.

દર પાંચ વર્ષે રાજા એક મ્હોટો મેળો ભરતો. તેમાં ધાર્મિક ચર્ચાઓ ચાલતી અને તે દ્વારા અનેક ધર્મના પરસ્પર જ્ઞાનથી ધર્મસહિષ્ણુતા દૃઢ થતી. રાજા એટલો બધો દાનશૂર હતો કે આ પાંચ વર્ષના મેળાને પ્રસંગે ખજાનામાં વધેલું બધું દ્રવ્ય એ દાનમાં આપી દેતો અને આ રીતે પોતાનું હર્ષવર્ધન એ નામ સાર્થક કરતો.

હર્ષ જેટલો રણશૂર અને દાનશૂર હતો તેટલો જ સાહિત્યરસિક પણ હતો. વિક્રમ અને ભોજની પેઠે શ્રી હર્ષનું નામ પણ સાહિત્યક્ષેત્રમાં અમર થયું છે. કવિ બાણભટ્ટ એના માનીતા મિત્ર તરીકે એના દર-બારમાં જ રહેતો. દણ્ડી, સુબન્ધુ એ પણ હર્ષના જ વખતના પ્રખ્યાત કવિઓ છે. હર્ષ પોતે ત્રણ સુંદર નાટિકાઓના કર્તા તરીકે પ્રખ્યાત છે. બાણે પોતાના

આશ્રયદાતા શ્રી હર્ષનું એક અત્યંત સુંદર ચરિત્ર લખેલું છે. બાણની કાદમ્બરી તો પ્રખ્યાત છે જ. દણ્ડીનું દશકુમારચરિત અને સુબન્ધુની વાસવદત્તા એ પણ સાહિત્યક્ષેત્રમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે.

પ્રખ્યાત ચીની મુસાફર હ્યુએનસાંગ હર્ષના જ સમયમાં હિંદુસ્તાનમાં આવ્યો હતો. તેના લખાણ ઉપરથી હર્ષના વખતની કેટલીએ હકીકત આપણને મળી છે.



# પ્રકરણ ૩૧મું

---

## હ્યુએનસાંગનો પ્રવાસ

### (ઈ. સ. ૬૨૯ થી ૬૪૫)

ફાહિયાન પછી બસો વર્ષ બીજો એક પ્રખ્યાત ચીની સાધુ હિંદુસ્તાન આવી આપણા દેશના ઇતિહાસ ઉપર અજવાળું પાડી ગયો છે. તે પણ ફાહિયાનના જેવી વૃત્તિથી જ પ્રેરાઇને અહીં આવવા નીકળ્યો હતો. ચીનમાં જેટલા ધર્મગ્રંથો મળી શકે તેટલાનો તેણે અભ્યાસ કર્યો હતો. પણ ગ્રંથોની અપૂર્ણતાને લીધે ફાહિયાનની માફક તેને પણ અહિં જાતે જોઇને જ અભ્યાસ કરવાનો વિચાર થઇ આવ્યો. તે વખતે ચીનના બાદશાહે ફરમાન કહાડયું હતું કે કોઈ પણ માણસે પરદેશગમન કરવું નહિ. પણ ધર્મવીરના ઉત્સાહને બાદશાહનું ફરમાન શું રોકી શકે? તેણે ફરમાનનો અનાદર કરવાનું સાહસ કર્યું. અને અનેક જોખમો ખેડીને છેવટે બધાં બાદશાહી થાણાં વટાવી

ચીનની સરહદ પસાર કરી. ફાહિયાનની માફક રણ ઓળંગવાને બદલે તેણે ફંટાતો રસ્તો લીધો. ઉતરાતે માર્ગે ઇસ્સીક કુલ સરોવર, તરકંદ, સમરકંદ, બલ્ખ અને કાબુલ વટાવી તે ઇ. સ. ૬૩૦માં ગાંધાર માં આવ્યો. પોતાને ગામથી અહીં સુધીની ત્રણ હજાર માઇલની મુસાફરી તેણે લગભગ એક વર્ષમાં કરી. ચોમાસું અહીં જ ગાળી પછી તે કાશ્મીર ગયો. ત્યાં કનિષ્કના સમયના બાંધેલા સંખ્યાબંધ મઠોમાં તે ફર્યો. ત્યાં ધર્મગ્રંથો તથા તે ઉપરનાં ભાષ્યોની ઘણી નકલો તેને મળી. તે ઉતારી લેવામાં તેણે બે વર્ષ ગાળ્યાં.

ઇ. સ. ૬૩૩ની શરૂઆતમાં તે પૂર્વ તરફ તથાગતના સંસર્ગથી પવિત્ર થયેલી ભૂમિ નિહાળવા ચાલ્યો. જ્યાં જતો ત્યાં આ ધર્મશાસ્ત્રવિશારદ સાધુને સારો સત્કાર મળતો. એમ ફરતો ફરતો તે શ્રીહર્ષની રાજધાની કનોજમાં આવ્યો. શ્રી હર્ષ સાથે તેનો પરિચય આગળ ઉપર થવાનો હતો. આ વખતે તો થોડા જ મહિના કનોજમાં રહી તે આગળ ચાલ્યો.

તેણે સાતમા સૈકાની દેશની સ્થિતિનું બહુ ચિત્તાકર્ષક ચિત્ર આપ્યું છે. "લોકો સાદા, સ્વચ્છ અને પ્રામાણિક હતા. લેવડદેવડના વ્યવહારમાં નિષ્કપટ

અને ન્યાય તોળવામાં બહુ વિવેકવાળા હતા. આ લોક કરતાં પરલોકનો ભય વધારે રાખીને વર્તતા. આપેલું વચન તેઓ હમેશાં પાળતા. રાજ્યવ્યવહારમાં સરળતા તથા લોકોમાં નમ્રતા અને મીઠાશ જોવામાં આવતી. ગુન્હા ઓછા બનતા. પૂરી તપાસ કરી ગુન્હેગારને સજા કરવામાં આવતી. કોઇને દેહાંતદંડ તો થતો જ નહિ. ગુન્હા કબૂલ કરાવવા માટે આરોપી ઉપર બળાત્કાર કરવામાં આવતો નહિ. રાજાની જમીનના ચાર વિભાગ પાડી નાંખવામાં આવતા. એક વિભાગની ઉપજમાંથી દરબારી ખર્ચ ચાલતું. બીજા વિભાગની ઉપજમાંથી રાજ્યના મંત્રી તથા અમલદારોના પગાર ચૂકવવામાં આવતા. ત્રીજાની ઉપજમાંથી ગુણીલોકોનો પુરસ્કાર કરવામાં આવતો. ચોથાની ઉપજમાંથી સાધુસંતોનું પોષણ કરવામાં આવતું. આમ લોકો ઉપર કરનો બોજો હળવો હતો. જે લોકો દરબારી જમીન ખેડે તેમને પોતાની ઉપજનો છઠ્ઠો ભાગ વિઘોટી તરીકે આપવો પડતો. જાહેર કામ માટે જરૂર પડે ત્યારે વેઠ કરાવવામાં આવતી પણ મજુરોને પોતાની મજુરીના પૂરા દામ મળતા".

લશ્કર સંબંધી પણ હુએનસાંગે કેટલીક સરસ વિગતો આપી છે. "લશ્કર સરહદનું રક્ષણ કરતું અગર તોફાન જાગે તો શમાવી દેતું. મહેલની

આસપાસ રાતે લશ્કરી પહેરો રહેતો. લશ્કરમાં સિપાહીઓની જરૂર પ્રમાણે ભરતી કરવામાં આવતી. તેમને પગાર આપવામાં આવતો અને પગારની રકમ જાહેર કર્યા પછી જેને લશ્કરમાં દાખલ થવું હોય તેને દાખલ કરતા. એટલે લશ્કર ફરજીયાત રીતે નહિ પણ મરજીઆત ઉભું કરવામાં આવતું.” આનો અર્થ એ થયો કે ક્ષત્રિય લશ્કરમાં દાખલ થવાને રાજ્યના કાયદાથી બંધાયલો ન હતો. જોકે ધર્મ-શાસ્ત્ર પ્રમાણે તો તે તેની ફરજ જ ગણાતી. હુએન-સાંગે રાજાઓ વિષે કહ્યું છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર, ચારે કોમના રાજાઓ જોવામાં આવતા જોકે અભિષેક થયા પછી તે ક્ષાત્રધર્મનું પાલન કરતો.

એકંદરે જોતાં ફાહિયાને હિંદુસ્તાનનું જે ચિત્ર આપ્યું છે તે કરતાં આ ચિત્ર બહુ ઓછી બાબતમાં જુદું પડે છે. પણ ફાહિયાન તો બૌદ્ધ ધર્મને લગતી બાબત સિવાય બીજા તરફ ધ્યાન જ આપતો નહિ, ત્યારે હુએનસાંગે મળે તેટલી માહિતી મેળવવા પ્રયત્ન કરેલો છે. તે જણાવે છે કે, જો કે રાજા હર્ષ બૌદ્ધોને આશ્રય આપતો, છતાં બૌદ્ધોના હાથમાં રાજસત્તા અથવા ધર્મસત્તાનો ઇજારો હતો એમ ન જ કહેવાય. શ્રી હર્ષનો મુખ્ય માંડલિક કામરૂપનો રાજા બ્રાહ્મણ

હતો. ગાંધારમાં થોડા બૌદ્ધ રાજાઓ રહ્યા હતા, પણ હિંદુસ્તાનમાં તો બૌદ્ધ ધર્મને લગતાં એક વખતે જાહોજલાલી ભોગવતાં શહેરો અત્યારે ઉજ્જડ થઈ ગયાં હતાં. અશોકનું પાટલીપુત્ર લગભગ ખંડેર દશામાં હતું. ગયામાં ઝાઝી વસ્તી ન હતી. શ્રી હર્ષના ભાઈનું ખુન કરનાર દુષ્ટ રાજા શશાંકે મહાન બોધિ-વૃક્ષ ઉખેડી નાંખ્યું હતું. અને પાટલીપુત્રના રાજાએ તે ફરી રોપી તેના સંરક્ષણ માટે તેની આસપાસ દિવાલ બંધાવી હતી.

દેશમાં સુંદર બંદોબસ્ત હોવાનું હ્યુએનસાંગ લખે છે, છતાં હૂણ લોકોના હુમલાની બંદોબસ્ત ઉપર કાંઈક અસર થયેલી તો જણાય છે. હ્યુએનસાંગને હિંદુસ્તાનમાં લૂંટારાનો ત્રાસ થોડોઘણો વેઠવો પડેલો છે, ત્યારે ફાહિયાન તો કહે છે કે રસ્તા બિલકુલ સલામત હતા. એક પ્રસંગે તો હ્યુએનસાંગનો જીવ પણ જોખમમાં આવી ગયો હતો. કનોજથી બનારસ ગંગા નદીમાં વહાણમાં બેસીને જતાં બન્ને કિનારે આસોપાલવના ઝાડવાળા એક વનમાંથી તેમને પસાર થવાનું હતું. ઝાડીમાંથી ચાંચીઆઓએ આવીને આખું વહાણ લૂંટી લીધું અને હ્યુએનસાંગ તથા તેના સાથી-ઓને પકડ્યા. હ્યુએનસાંગનો સુંદર ચહેરો અને સુગઠિત શરીર જોઇને પેલા ચાંચીઆઓએ ધાર્યું કે

દુર્ગામાતાને ભોગ ધરાવવા માટે આ લાયક પુરુષ છે. લૂંટારાઓ હ્યુએનસાંગને હોમની વેદી આગળ પકડીને લઇ ગયા. પોતાને મારી નાંખે તે પહેલાં પ્રાર્થના કરી લેવા માટે હ્યુએનસાંગે વખત માંગ્યો. પછી તેણે ભવિષ્યમાં થનારા મૈત્રેય બુદ્ધની પ્રાર્થના કરી કે પોતાનો જન્મ તુષિત સ્વર્ગમાં થાય અને પોતાને યોગશાસ્ત્ર શીખવાની હોંસ હતી તે ભગવાન મૈત્રેયને મુખે જ શીખવાનું મળે. તેણે આ લૂંટારાઓના ઉદ્ધાર માટે પણ પ્રાર્થના કરી. તે પ્રાર્થના કરતો હતો એટલામાં તો ધૂળનો ભારે વરસાદ થયો. પેલા લૂંટારા એટલા બી ગયા કે હ્યુએનસાંગને કોઈ દેવ ધારી તેને પગે પડી તેની સ્તુતિ કરવા લાગ્યા. હ્યુએનસાંગ આંખ ઉઘાડી બોલ્યો ' ચાલો, હું તૈયાર છું ' એટલામાં તો આ દેખાવ જોઈ તેને પણ નવાઇ લાગી. પછી તેણે પેલા લૂંટારાઓને ઉપદેશ કર્યો અને તેમનો ધંધો છોડાવ્યો.

તે સમયની કેળવણીની પદ્ધતિ વિષે હ્યુએનસાંગે ઘણું લખ્યું છે. બ્રાહ્મણ અને બૌદ્ધ ઉપદેશકો પોતપોતાની ફરજ બજાવવામાં એક બીજાની હરીફાઇ કરતા. આખા સમાજની કેળવણી માટે ચોક્કસ પદ્ધતિ નિર્માણ થયેલી હતી. મૂળાક્ષરનું જ્ઞાન બાળકને ઘેર જ આપવામાં આવતું. સાત વર્ષની

ઉમરથી બાળક પોતાના ગુરુ સાથે તેના મઠ અથવા આશ્રમમાં રહેતો. ત્યાં એને પાંચ શાસ્ત્રોનો અભ્યાસ કરાવવામાં આવતો. શબ્દ (વ્યાકરણ અને સાહિત્ય), શિલ્પ ( હુન્નર–ઉદ્યોગ ), ચિકિત્સા ( વૈદક ), હેતુ ( ન્યાય શાસ્ત્ર ) અને અધ્યાત્મ વિદ્યા ( ધર્મ તથા તત્ત્વજ્ઞાન ). આટલું તે ત્રીસ વર્ષની ઉમરે શીખી રહેતો. આટલું શીખી રહે એટલે તેનું ચારિત્ર ઘડાયલું અને જ્ઞાન પાકું થયેલું મનાતું. ગુરુને ત્યાં બધી કોમના વિદ્યાર્થી શીખવા જતા. ગરીબ જતા તેમ તવંગર પણ જતા. કેટલાક શ્રીમંતો તો આખું જીવન અધ્યયનમાં ગાળતા. કેટલાક દુનિયાની જંજાળોથી અળગા રહી, સાદું જીવન ગાળીને વિદ્યાભ્યાસમાં રત રહેતા. બધું શિક્ષણ મુખપાઠથી અપાતું. બૌદ્ધ તથા બ્રાહ્મણ શિક્ષકોની ખંતનાં હ્યુએનસાંગે બહુ જ વખાણ કર્યાં છે. જે શીખવવાનું હોય તેનો શિક્ષક પ્રથમ અર્થ સમજાવતા પછી તેની વિગતોનું પૃથક્કરણ કરી તેના એકેએક મુદ્દા ઉપર વિવેચન કરતા. વિદ્યાર્થીને પોતાને મહેનત કરવાને તેઓ ઉત્તેજિત કરતા અને તેને ધીમે ધીમે આગળ ચ્હડાવતા. કોઇ વિદ્યાર્થી આળસ કરી છટકી જવા માગે તેના ઉપર પણ તનતોડ મહેનત કરતા અને વિદ્યાર્થીને બાહાર

આવડે નહિ ત્યાં સુધી કંટાળ્યા વિના તેને શીખવવા મંડ્યા રહેતા.

પરિવ્રાજક ભિક્ષુઓ અને સાધુઓનાં પણ હુએનસાંગ ખૂબ વખાણ કરે છે. તેઓ પ્રાચીન વિદ્યાઓમાં નિષ્ણાત અને સતત પ્રવાસથી મેળવેલા જ્ઞાન વડે સંસ્કૃત હતા. કેટલાક તો શ્રીમંત કુળના માણસો પણ ગરીબીનું વ્રત લઈ આવું જીવન ગાળતા. તેઓ સત્યશોધનમાં ઈજ્જત માનતા, ગરીબ રહેવામાં બેઇજ્જતી ન હતા ગણતા. જ્યાં કાંઇ નવું જ્ઞાન પ્રાપ્ત કરવાની તક હોય અથવા પોતાનું જ્ઞાન બીજાના લાભને માટે વાપરવાનું હોય ત્યાં તેઓ થાકને જરાયે ગણતા નહિ. વિદ્વાનોને બહુ જ માન મળતું. અને રાજાના માનઅકરામ તેમને પોતાના જ્ઞાનમાર્ગથી ચલિત કરી શક્તા નહિ. આ સાધુ પંડિતોની અસર હિંદુસ્તાન બહાર પણ ફેલાઇ હતી, કારણ રાજ્ય કે જાતિના ભેદ તેમના કાર્યમાં આડે આવી શક્તા નહિ.

વિદ્વાનો પોતાની વિદ્યા તાજી રાખવા માટે તથા સિદ્ધાન્તોના નિર્ણય માટે અંદર અંદર પણ ચર્ચાઓ કરતા. આવી ચર્ચાપરિષદો માટે ખાસ નિયમો બંધાઇ ગયેલા હતા. જે પંડિત પોતાની સંસ્કારી ભાષા, ઉંડા સંશોધન, ગંભીર ચિંતન તથા પ્રખર

તર્કથી આખી સભા ઉપર પોતાની છાપ પાડતો તેને શણગારેલા હાથી ઉપર બેસાડી પરિષદમાંથી તેના મઠના દ્વાર સુધી સરઘસમાં લઇ જવામાં આવતો. તેથી ઉલટું જે વિવાદ કરતાં ગુસ્સે થઇ જાય, અશિષ્ટભાષા વાપરે, વિતંડાવાદ કરે તેનું અપમાન કરવામાં આવતું.

વિહારોનું વાતાવરણ બહુ જ શુદ્ધ અને ઉચ્ચ જોવામાં આવતું. ત્યાંના નિયમોનું પાલન બધા કડકાઇથી કરતા. મોજમજા તો સંસારીઓ માણે, સાધુએ તો જ્ઞાનપ્રાપ્તિ એ એક જ લક્ષ્ય રાખવું એમ ગણાતું. કોઇ સાધુ વિહારનો નિયમ તોડે તો તેને જાહેરમાં ઠપકો મળતો. સ્હેજસાજ દોષ થયો હોય તો તેની પાસે અમુક વખત સુધી મૌન પળાવવામાં આવતું પણ ગંભીર દોષ હોય તો તેને કહાડી મૂકવામાં આવતો.

હુએનસાંગે જે જે વિહારોનાં વર્ણન કર્યાં છે તે મુખ્યત્વે બૌદ્ધ છે. પણ તે સમયનાં તે સાચાં વિદ્યાપીઠો હતાં. તેમાં દાખલ કરવામાં ધર્મવિધર્મનો બાધ ગણવામાં આવતો નહિ. એક જ વિહારમાં હીનયાન અને મહાયાન બન્ને સંપ્રદાયના સાધુઓ રહી શકતા. બ્રાહ્મણો અને જૈનો પણ બૌદ્ધ દર્શનોના વિદ્યાભ્યાસ માટે ત્યાં આવી શકતા. વળી બ્રાહ્મણ

અને જૈન દર્શનોનું જ્ઞાન પણ ત્યાં આપવામાં આવતું. કેટલાક વિહારો ખાસ અમુક વિદ્યા માટે પ્રસિદ્ધ હતા. તક્ષશિલા વૈદ્યકને માટે અને ઉજ્જયિની જ્યોતિષને માટે પ્રસિદ્ધ હતાં. બનારસ સનાતની બ્રાહ્મણવિદ્યાનું જબરૂં મથક હતું અને નાલંદા મહાયાન બૌદ્ધ સંપ્રદાયનો મ્હોટો કિલ્લો હતો. હુએનસાંગ નાલંદામાં કેટલાંક વર્ષ ત્યાંના આચાર્ય શીલભદ્ર પાસે યોગ-શાસ્ત્રનો અભ્યાસ કરવા રહ્યો હતો. તેમાં રહેતા સાધુઓનો દરજ્જો જેટલા ગ્રંથોનો તેમણે અભ્યાસ કર્યો હોય તે ઉપરથી ગણાતો. નાલંદાના વિહારમાં બધા મળીને દશ હજાર સાધુઓ રહેતા. તેમાં એક હજાર સૂત્ર અને શાસ્ત્ર ઉપરના દશ દશ ગ્રંથમાં નિષ્ણાત ગણાતા. પાંચસો ત્રીસ ગ્રંથોમાં પ્રવીણ હતા. દશ જેમાં હુએનસાંગ પણ ગણાતો તે પચાસ ગ્રંથોમાં સ્નાતક થયેલા હતા. અને આચાર્ય શીલભદ્રને તો ધર્મશાસ્ત્ર ઉપરનો કોઇપણ ગ્રંથ અવગત ન હોય તેમ ન હતું. નાલંદાના વિદ્યાપીઠમાં દેશદેશાન્તરથી વિદ્યા-ર્થીઓ અભ્યાસ માટે આવતા.

આ વિહાર વિષે હુએનસાંગ કહે છે કે અસલ તો ત્યાં એક આંબાવાડીઉં હતું. તેના ધનવાન માલીક પાસેથી પાંચસો બૌદ્ધ વેપારીઓએ તે ખરીદી લઇ ભગવાન બુદ્ધને અર્પણ કર્યું હતું. તથાગત પોતે ત્યાં

ત્રણ મહિના ઉપદેશ કરતા રહ્યા હતા. ત્યાર પછી પાંચ પેઢી સુધી રાજાઓએ તેના મકાનોમાં તથા જમીનમાં વૃદ્ધિ કરી હતી અને સાતમા સૈકામાં આખા હિંદુસ્તાનમાં તે મ્હોટામાં મ્હોટો અને સમૃદ્ધમાં સમૃદ્ધ વિહાર હતો.

પ્રાતઃસંધ્યાના ધુમસમાં મળી જતાં તેનાં ઉંચા શિખરોનું, તથા સૂર્યાસ્તની શોભા જ્યાંથી નીહાળી શકાય અને જયાંથી નિર્મળ ચંદ્રિકાના સૌંદર્યમાં ધ્યાનમગ્ન થઇ જવાય એવાં છજાંઓનું વર્ણન કરતાં હુએન-સાંગને ઉમળકા ઉભરાતા હોય એવું જણાય છે. સંખ્યાબંધ સ્તંભોવાળા ભવ્ય ખંડોમાં કોતરકામ અને ચિત્રકામ બહુ ઉંચા પ્રકારનું હતું. વિહારના બગીચાના આંબાવાડીઆમાં શીળી છાયા મળતી. કનક વૃક્ષોનાં તાજાં લાલ ફુલોનાં તોરણ તથા પાણીના ફુવારા અને સર્પાકારે વ્હેતાં ઝરણાં અને તેની અંદરનાં કમળ એવું તો તેણે ક્યાંય જોયું ન હતું. હિંદુસ્તાનમાં વિહારો તો હજારો હતા પણ નાલંદાની ભવ્યતા, શોભા અને શિલ્પચાતુરીથી તો આડોઆંક વળી જાય.

આ વિહારમાં બધા મળીને એક સો ઓરડા વ્યાખ્યાન માટે હતા. વિહારના નિર્વાહ માટે ચોખા, દૂધ અને ઘી આસપાસનાં ગામડાં તરફથી પૂરૂં પડતું.

નાલંદાથી હુએનસાંગ દક્ષિણ તરફ પ્રવાસ કરવા ગયો. દક્ષિણમાં તે અમરાવતી સુધી ગયેલો જણાય છે. ત્યાંથી વાયવ્ય તરફ નાશિક જ્યાં મહારાષ્ટ્રી રાજા બીજા પુલકેશીએ રાજધાની કરી હતી ત્યાં ગયો હતો. મહારાષ્ટ્રીઓ વિષે હુએનસાંગ લખે છેઃ

"આ લોકો કદાવર અને સ્વભાવે માની હોય છે. કોઇએ એમનું ભલું કર્યું હોય તો એ તેઓ ભૂલતા નથી. પણ જો કોઇ તેમની વિરૂદ્ધ થાય તો તેમના સપાટામાંથી તે બચવા ન પામે. કોઇ તેમનું અપમાન કરે તો તે ધોઇ નાંખવા તેઓ પોતાની જાતની પરવા ન કરે. શરણાગતની વ્હારે તેઓ જીવને જોખમમાં નાંખી ધાય છે. કોઇએ તેમનું બૂરૂં કર્યું હોય તો તેનો બદલો લેતાં પહેલાં તેને ચેતવણી આપવાનું તેઓ ચૂકતા નથી, શત્રુને સાવધાન કર્યા પછી જ એની સામે તેઓ પોતાનો ભાલો ઉઠાવે છે. લડાઇમાં દુશ્મન નાસે તો તેઓ પૂંઠ પકડે છે, પણ જેઓ શરણ આવે તેને અભયદાન આપે છે. લડાઇમાં જો કોઈ સેનાપતિ હાર ખાઈ આવે તો તેને સાડી પહેરાવે. એટલે આવું અપમાન વેઠવા કરતાં સેનાપતિઓ યુદ્ધમાં ખપી જવાનું પસંદ કરતા."

નાશિકથી ભરૂચ અને ત્યાંથી કાઠીઆવાડમાં થઇ આપણો પ્રવાસી સિંધ ગયો. ત્યાંથી ફરી નાલંદાના

વિહારમાં પહોંચ્યો. હવે હ્યુએનસાંગને જાણવાનું તથા શીખવાનું બધું મળી ગયું હતું એટલે તેનું મન સ્વદેશ તરફ વળ્યું. એટલામાં કામરૂપ (આસામ)ના રાજા કુમાર તરફથી પોતાના રાજ્યમાં આવવાનું તેને નિમંત્રણ મળ્યું. કુમાર જો કે બ્રાહ્મણ હતો પરંતુ ઉદાર બ્રાહ્મણની રીત પ્રમાણે તે તમામ વિદ્વાનોનું સન્માન કરતો. પહેલાં તો નાલંદાના સાધુઓનો હ્યુએનસાંગને મોકલવાનો ઈરાદો ન હતો પણ કુમાર તરફથી ખૂબ આગ્રહપૂર્વક કાગળો આવવા માંડયા એટલે શીલભદ્રે જ જવાની સંમતિ આપી. હ્યુએન-સાંગનો કામરૂપના દરબારમાં ભારે સત્કાર થયો.

કુમારને ત્યાં હ્યુએનસાંગ એક મહિનો રહ્યો હશે ત્યાં તો શ્રી હર્ષને થયું કે મેં આટઆટલાં આમંત્રણ આપ્યાં હતાં, છતાં હ્યુએનસાંગ મારે ત્યાં ન આવ્યો તે કુમારને ત્યાં કેમ રહે? તેણે કુમારને સંદેશો કહાવ્યો. કુમારે કહ્યું કે મારૂં માથું માગો, પણ હ્યુએનસાંગને તો હું રજા નહિ આપું. હર્ષે ઝટ જવાબ મોકલ્યો કે 'વારૂ, ત્યારે તમારૂં માથું મોકલો'. કુમાર નમ્યો. પોતાના અતિથિને લઇ હાથી ઉપર બેસી તે જાતે કનોજ આવ્યો. કનોજમાં હ્યુએનસાંગનો બાદશાહી ઠાઠથી સત્કાર થયો અને

શ્રી હર્ષના દરબારમાં હ્યુએનસાંગે કેટલોક સમય ગાળ્યો.

હ્યુએનસાંગ હર્ષના ચરિત્રનું તથા રાજા તરીકેના તેના કામનું બહુ સુંદર વર્ણન કરે છે. તે લખે છેઃ “શ્રી હર્ષ રાજકાર્યમાં અવિશ્રાન્ત શ્રમ લેતો. ચોમાસાના ચાર મહિના બાદ કરી બાકીનું આખું વર્ષ રાજ્યનો બંદોબસ્ત બરોબર ચાલે છે કે કેમ તે જોવા ફરતો. અશોકની માફક તેણે પણ જીવહિંસાનો પ્રતિબંધ કર્યો હતો, હજારો વિહારો તથા સ્તૂપો ધર્મશાળાઓ તથા બીજાં લોકોપયોગી મકાનો બંધાવ્યાં હતાં. સર્વ સંપ્રદાયના સાધુઓને દાન આપવામાં તેનો હાથ છુટો હતો. દરબારી રસોડે દરરોજ એક હજાર બોદ્ધ સાધુએ અને પાંચસો બ્રાહ્મણો જમતા.

શ્રી હર્ષની બ્હેન રાજ્યશ્રી ધર્મની ચર્ચામાં બહુ ઉત્સાહપૂર્વક ભાગ લેતી અને હ્યુએનસાંગને પોતાના દરબારમાં આગ્રહપૂર્વક રાખવાનું એક કારણ એ પણ હતું કે રાજ્યશ્રીના દિવસો તેના સત્સંગમાં આનદમાં જાય.

હ્યુએનસાંગના આવ્યા પછી શ્રી હર્ષે શાસ્ત્રાર્થ કરવા માટે એક મ્હોટી પરિષદ્ બોલાવી. આ પરિષદ્માં

રાજાએ પોતે તથા તેના દરબારના તમામ સામંતોએ ભાગ લીધો હતો. અઢાર માંડલિક રાજાઓ પણ આવ્યા હતા. બે હજાર બ્રાહ્મણ તથા જૈન પંડિતોએ તેમાં ભાગ લીધો હતો. અને હીનયાન તથા મહાયાન સંપ્રદાયના થઈ ચાર હજાર બૌદ્ધ સાધુઓ આવ્યા હતા. એકલા નાલંદાના વિહારમાંથી જ એક હજાર સાધુઓ તો આવ્યા હતા. કેટલાક ધર્માધ્યક્ષો તો હાથી ઉપર અથવા પાલખીઓમાં બેસીને આવતા. સભામાં બુદ્ધ ભગવાનની એક મોટી સુવર્ણ પ્રતિમા પધરાવવામાં આવી હતી. રાજાએ તેની પૂજા કરી. પછી હ્યુએનસાંગે પોતાના સિદ્ધાન્તોનું છટાદાર ભાષામાં પ્રતિપાદન કર્યું, અને અન્તે તે વખતની પરિષદોની રીત પ્રમાણે કહ્યું કે મારા કહેવામાંથી કોઇ એક પણ તર્કદોષ કહાડી આપે અથવા એક પણ સિદ્ધાન્તનું ખંડન કરે તો હું તેને મારૂં માથું આપવા તૈયાર છું. કોઇએ આ બીડું ઝડપવા હીમત ધરી નહિ. એટલામાં પરિષદ્‌ના શામિયાનામાં અકસ્માત્ આગ લાગવાથી આ સમારંભનો એકાએક અંત આવ્યો.

શ્રી હર્ષ દર પાંચ વર્ષે રાજભંડારમાં વધેલાં નાણાં દાનમાં આપી દેવાનો પ્રયાગરાજમાં મેળો ભરતો. તેવા એક મેળામાં હ્યુએનસાંગ હાજર હતો.

આનું પણ તેણે વર્ણન કર્યું છે. મેળાના પહેલા ત્રણ દિવસ ત્રિમૂર્તિની પૂજામાં ગયા. ચોથે દિવસે ખજાનાનું રાજાએ દાન કરી નાંખ્યું. બ્રાહ્મણો, શ્રમણો, જૈન જતિઓ તથા બીજા તમામ સંપ્રદાયના સાધુઓને ભોજન અને ભારે દક્ષિણાઓ દિવસો સુધી મળ્યાં. ખજાનો ખલાસ થયો એટલે હર્ષે પોતાના અંગ ઉપરના દાગીના ઉતારી આપ્યા. પછી રાજ્યશ્રી પાસેથી ફાટાંતૂટાં કપડાં માગી લઈ તે ધારણ કર્યાં.

મહોત્સવ પૂરો થયો એટલે અઢાર માંડલિક રાજાઓએ, દરબારી પોશાક અને જવાહીર જેમને દાનમાં મળ્યું હતું તેમની પાસેથી તે ખરીદી લઇ, ફરી શ્રી હર્ષને ખંડણી તરીકે ભેટ આપ્યું. પણ થોડા દિવસમાં તો શ્રી હર્ષે ફરી તે પણ દાનમાં આપી દીધું.

હવે હ્યુએનસાંગે જવાની રજા માગી. શ્રી હર્ષ તથા મહામંડલેશ્વર કુમારે હિંદુસ્તાનમાં રહેવા તેને બહુ વીનવ્યો પણ તેને તો સ્વદેશમાં ધર્મનો પ્રચાર કરવો હતો, તેમાંથી તેને વિમુખ કરી શકાય એમ ન હતું. હર્ષે તેને બહુ કીમતી ભેટો આપવા માંડી, પણ પ્રવાસમાં ઉપયોગી થઇ પડે એવી કેટલીક વસ્તુઓ સિવાય બીજું કશું તેણે લીધું નહિ. સરહદ

સુધી શ્રી હર્ષે પોતાના સવારો તેને વળાવા મોકલ્યા. આ વખતે હ્યુએનસાંગ ચારકંદ અને ખોતાન વાળે રસ્તે પાછો વળ્યો. રસ્તામાં તેને કેટલીક મુશ્કેલીઓ નડી. કેટલાક ગ્રન્થો ખોવાયા. છતાં તેની પાસે જે રહ્યું તેનું મૂલ્ય આંકી શકાય તેમ ન હતું. અવશેષોથી ભરેલી પેટીઓ, સોના, રૂપા, ચંદન તથા સંગેમરમરની અસંખ્ય મૂર્તિઓ અને ૬૫૭ હસ્તલિખિત ગ્રન્થોની નકલો એટલું તેની સાથે છેક ચીન પહોંચ્યું. ચીનના બાદશાહનો કાયદો તોડનાર આટલા ખજાના સાથે, આટલી કીર્તિ રળીને ચીનમાં આવે તેને બાદશાહ કેમ રોકી શકે ? સરહદથી તે રાજધાનીના શહેર સુધી હ્યુંએનસાંગનો પ્રવાસ એ એક મોટા બાદશાહી સરઘસના જેવો થઇ રહ્યો. સોળ વર્ષ સુધી તેણે પ્રવાસ કર્યો હતો. કેટલીએ વિદ્યાઓ ભણી આવ્યો હતો. કેટલીએ વિટંબનાઓ વેઠી હતી અને ભગવાનના જન્મસ્થાન તથા બોધિવૃક્ષનાં તે દર્શન કરી આવ્યો હતો. એટલે સ્વદેશમાં તેના આદરસત્કાર અને માન-અકરામની હદ ન રહી. પણ આ સાધુએ આ પ્રવાસ કાંઇ માનઅકરામ માટે ન હતો કર્યો. રાજદરબારની ધમાલથી નિવૃત્તિ થઇ તે તો પોતાના મઠમાં ભરાઇ ગયો. જે પોતાની પાસે શીખવાની ઇચ્છાથી આવે તેને પોતાનું શીખી આવેલું શીખવાડે અને સાથે

લાવેલા ગ્રન્થોનો અનુવાદ કરે. તેને ચીન પાછો ફર્યાને દશ વર્ષ થઈ ગયાં ત્યાર પછી મહાબોધિ મંદિરના કેટલાક હિંદી સાધુઓ તેને મળવા ચીન સુધી પ્રવાસની મુશ્કેલીઓ વેઠી ગયા હતા તે એક નોંધવા જેવી બાબત છે.

હ્યુએનસાંગ ઇ. સ. ૬૪૫માં ચીન પાછો ફર્યો અને ત્યાર પછી તે ૧૯ વર્ષ જીવ્યો. તે દરમ્યાન તેણે ૭૪ ગ્રન્થોના અનુવાદ કર્યા અને કેટલાંએ સૂત્રો તથા ચિત્રોની નકલો કરી. ઇ. સ. ૬૬૪માં પાંસઠ વર્ષની ઉમરે આ મહાત્મા તુષિત સ્વર્ગમાં પુનર્જન્મ પામવાની પ્રાર્થના કરતો કરતો અને ભગવાન મૈત્રેયના ગુણ ગાતો ગાતો શાન્તિથી આ દુનિયાને છોડી ગયો.

---

# પ્રકરણ ૩૨મું

## આપણો અમર વારસો

સાહિત્ય, સંગીત અને કળા ત્રણેમાં તે તે દેશની સંસ્કારિતા દેખાઇ આવે છે. દરેક જાતિના આદર્શો અને મહત્ત્વાકાંક્ષા શાં છે તે પણ આપણે સાહિત્યમાં સૌથી વધારે સ્પષ્ટપણે જોઇ શકીએ છીએ. કોઇ દેશનો આખો ઇતિહાસ લુપ્તપ્રાય થઇ ગયો હોય અને ફક્ત તેનું સાહિત્ય, સંગીત અને કળાજ રહેલાં હોય તથા તેના વિકાસનો સ્થૂળ કાળક્રમ જડી આવે તોપણ તે દેશનો ઇતિહાસ સંસ્કૃતિની દૃષ્ટિએ પૂરેપૂરો મળી આવે. સાહિત્યમાં જાતીય વિચાર અને આકાંક્ષાઓ પ્રકટ થાય જ; સંગીતમાં લોકહૃદયની ઉંડી, ઉદાત્ત અને કોમળ ભાવનાઓની છબિ દેખાય; જ્યારે સ્થાપત્ય, શિલ્પાદિ કળાઓમાં ભૌતિક જ્ઞાનનો સંબંધ હોવાથી તે કળામાં, અમુક જાતિ કેટલી સુધરેલી હતી, તેની યોજનાશક્તિ કેટલે સુધી જઈ શકતી હતી, સુખ, સગવડ અને ઉચ્ચ અભિરુચિ વિષે તે જાતિની કલ્પના કઈ જાતની હતી એ બધું મળી આવે. એટલા માટે કોઇ પણ પ્રજાના

ઇતિહાસમાં સાહિત્ય, સંગીત અને કળાનું સ્વરૂપ તથા સ્થિતિ કેવી હતી એ આવવું જોઇએ. સદ્‌ભાગ્યે આ ત્રણે દિશામાં હિંદુસ્તાને અસાધારણ પ્રગતિ કરી છે. હિંદુસ્તાનનું સ્થાપત્ય તથા સાહિત્ય જોઇ, જૂના કાળના તેમજ હાલના પરદેશના સંસ્કારી પુરુષો મુગ્ધ થઈ ગયેલા છે. હજારો વર્ષ પારતંત્ર્યમાં જે જાતિ રહેલી છે તેને માથે અસંસ્કૃત અને નાદાનપણાનો દોષ લાગવાનો જ. એવી દશામાં પોતાની પરંપરાગત સંસ્કારિતા સિદ્ધ કરવાનો અને મહત્ત્વાકાંક્ષા જાગૃત કરવાનો પ્રેરક ઉપાય, તે જાતિનું સાહિત્ય, સંગીત, કળા અને સ્થાપત્ય, એનું જ્ઞાન ફેલાવવું એ જ છે. એટલા માટે ઇતિહાસમાં આ વિષયને જેટલું મહત્ત્વ આપીએ તેટલું ઓછું. આજ સુધી એ વિષયની આપણે એટલી બધી ઉપેક્ષા કરી છે કે તેમાં એકાએક ઉંડાણમાં ઉતરવું આવડા ન્હાના પુસ્તકમાં યોગ્ય ન ગણાય. છતાં હર્ષના કાળ સુધી આ બધી દિશામાં હિંદુસ્તાન કેટલું વધ્યું હતું તેનો ઉલ્લેખ કરી જઈશું.

દુનિયામાં સૌથી પ્રાચીન સાહિત્ય તે આપણા વેદ. વેદ સાથે *ઉચ્ચારશાસ્ત્ર, યજ્ઞવિધિશાસ્ત્ર, વ્યાકરણ, ભાષાશાસ્ત્ર જ્યોતિષ અને છંદશાસ્ત્ર એવાં છ શાસ્ત્રો હતાં. આ ઉપરથી જ તે વખતના આર્યોની સંસ્કારિતા માલુમ પડે છે. ચોકસાઇ અને ઝીણવટ એ સંસ્કારિતાનું મુખ્ય અંગ છે. તે આ વેદાંગોમાં પૂરેપૂરાં દેખાય છે. વેદકાળની સમાજરચના પણ સુધરેલી હતી. યજ્ઞને અંગે ગણિત ખૂબ સૂક્ષ્મ થયું હતું.

* શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત જ્યોતિષ અને છંદ.

શત્રુઓ સામે લડવામાં અને ગહન અરણ્યોમાં પ્રવેશ કરવામાં આર્ય લોકો જેટલા શૂરા હતા તેટલા જ વિચારક્ષેત્રમાં અને કલ્પનાક્ષેત્રમાં ગમે તેટલા ઉંડાણમાં પ્રવેશ કરવાની બહાદુરી તેમનામાં હતી. ખાસ કરીને માનસશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર એ તેમનો પ્રિય વિષય હતો. અને તે જ દિશામાં તેમણે ઉન્નતિ વધારે કરી. યજ્ઞ સાથે જે ચર્ચા ચાલતી તેને અંગે બ્રાહ્મણ ગ્રન્થો રચાયા. આ બ્રાહ્મણો અને ઉપનિષદોનું વર્ણન એકવાર આવી ગયું છે. આમાંથી જ તર્કબદ્ધ સૂત્રો અને દર્શનશાસ્ત્રો ઉદ્ભવ્યાં છે.

વેદોની ભાષા તેજસ્વી પણ ગૂઢ છે. વેદમાં ઋષિ કોઇ વિચારને વિશેષ સ્પષ્ટ કરવાને ઇંતેજાર હોય એમ લાગતું નથી. સ્વાભાવિક રીતે જેમ સૂઝ્યું અને જેમ રુચ્યું તેમ મુકી દીધેલું છે. અને તેથી જ તેમાં સ્વાભાવિક કાવ્ય ઓતપ્રોત છે. ઉપનિષદોની ભાષા સહેલી અને સ્પષ્ટ છે. ઉપનિષદોનું વિવેચન કોઇ વર્ગમાં ચાલતા વિવેચન જેવું વિશદ અને સુંદર છે. સૂત્રોમાં અને દર્શનોમાં તર્કની અસર પુરેપુરી જણાય છે.

ત્યાર પછીનું સાહિત્ય કયું એ કહેવું મુશ્કેલ છે. સૂત્રોમાં-થી જ સ્મૃતિઓ તૈયાર થઇ છે. સ્મૃતિઓમાં સમાજરચના અને દરેક વર્ણના જીવન અને કર્તવ્યની હકીકત બહુ વિગતવાર આપેલી છે. સમાજને વિચાર કરવાની કશી તકલીફ ન પડે અને બનતાં સુધી સમાજમાં એકતા રહે એવી રીતે માણસે કેવી રીતે વર્તવું એની વિગતો તેમાં છે.

ઉપર વર્ણવેલું સાહિત્ય વિશિષ્ટ વર્ગને માટે જ હતું. જે ગ્રંથોથી આર્ય સંસ્કૃતિ આમ વર્ગમાં પહોંચી તે તો ઇતિહાસ અને પુરાણ જ છે. જે કામ આચાર્યો અને સ્મૃતિ માટે અઘરૂં હતું તે આ ઇતિહાસપુરાણોએ સહેલાઇથી અને સંગીન રીતે કર્યું છે. ઇતિહાસપુરાણોની સંસ્કૃત ભાષા એ જ રાષ્ટ્રીય સંસ્કૃત ભાષા ગણાય. તે સાદી, સીધી અને અસરકારક છે. ગમે તેવા સૂક્ષ્મ અથવા મિશ્ર ભાવ પુરાણોની પ્રાસાદિક ભાષામાં પ્રગટ થયેલા દેખાય છે. પુરાણોમાં આર્ય લોકોના સર્વ જાતના વિચારોનો અને માન્યતાઓનો સંગ્રહ છે એમ કહીએ તો ચાલે. આ પુરાણો મહાભારતકાર વ્યાસે લખેલાં છે એમ મનાય છે. અને તેથી જ એક લોકોક્તિ છે કે व्यासोच्छिष्टं जगत्सर्वम्.

સંસ્કૃત ગદ્ય સાહિત્યમાં અત્યંત સાદું, લોકપ્રિય અને વ્યવહારપૂર્ણ સાહિત્ય તે પંચતંત્ર અને હિતોપદેશ. આ બન્ને ગ્રન્થોમાં ભારતવર્ષના સામાન્ય લોકોનું ડહાપણ, ચતુરાઇ અને દૂરદર્શિતા પ્રતિબિમ્બિત થઇ છે. પંચતંત્ર વિષ્ણુગુપ્ત નામના બ્રાહ્મણે લખેલું છે. વિષ્ણુગુપ્ત તે જ ચાણક્ય એમ મનાય છે. છતાં એની રચના અને ભૂગોળના ઉલ્લેખ ઉપરથી તે અન્ય સમયનું હશે એમ લાગે છે. પંચતંત્રનો મુસલમાની અને યુરોપીય ભાષાઓમાં પ્રાચીન કાળમાં જ અનુવાદ થયેલો છે. કેટલાક વિદ્વાનો પંચતંત્રનો કર્તા ગુજરાતનો કોઇ જૈન હશે એમ માને છે. હિતોપદેશમાં પંચતંત્રની જ છાયા છે.

ગૌતમ બુદ્ધ અને મહાવીરનો ઉપદેશ આમવર્ગને માટે હતો. તેથી તેમના પછી લૌકિક સાહિત્ય વધે એ સ્વાભાવિક

હતું. ત્રિપિટકમાંનો મ્હોટો ભાગ, જાતક કથાઓ વગેરે ગ્રન્થો એ આવું લોકસાહિત્ય જ ગણાય. બૌદ્ધ અને જૈન સાહિત્યે લોકોમાં ચાલતી પાલી અને પ્રાકૃત ભાષા જ પસંદ કરી. શાસ્ત્રનાં બંધનો તોડી સ્વાભાવિક ભાવનાઓ લખવા માટે પ્રાકૃત ભાષાનો ઉપયોગ થવા માંડયો. અને સંસ્કૃતમાં પણ ન છાજે એવો શૃંગાર પ્રાકૃત ભાષાઓમાં આવ્યો. ધાર્મિક સાહિત્યમાં ન આવેલી એવી વાર્તાઓ બૃહત્ કથા જેવા ગ્રન્થોમાં ભેગી થઈ. પાણિની અને વરરુચિ જેવા અલૌકિક પ્રતિભાશાળી વિદ્વાનોની આસપાસ જે દંતકથાઓ વીંટળાઇ હતી તે પણ બૃહત્ કથામાં આવીને ભળી.

**પાણિની** ઇ. સ. પૂર્વે ચારસોની આસપાસ થઈ ગયા એમ મનાય છે. પાણિની અસાધારણ બુદ્ધિશાળી વૈયાકરણી અને ભાષાશાસ્ત્રી હતા. હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રાન્તોમા સંસ્કૃત ભાષા ભિન્ન ભિન્ન રીતે વપરાતી એનું અધ્યયન કરી અને ભાષા માત્ર કેવી રીતે બંધાતી હશે એનો વિચાર કરી પાણિનીએ પોતાની જગપ્રસિદ્ધ અષ્ટાધ્યાયી લખી. અષ્ટાધ્યાયીનું રચનાકૌશલ્ય અને શાસ્ત્રીય ચોકસાઇ જોઇ હાલના વિદ્વાનો પણ દિંગ થઈ જાય છે. ગ્રીસ દેશમાં કોઇ પણ ગહન શાસ્ત્ર ભણતા પહેલાં યુકિલડની ભૂમિતિ ભણવાની ભલામણ કરવામાં આવતી. કેમકે ભૂમિતિની વિચારપદ્ધતિ બુદ્ધિને તેજ કરે છે. આપણે ત્યાં એ જ કામ પાણિનીના વ્યાકરણે કર્યું છે. પાણિનીમાં જે કાંઇ સ્હેજસાજ ખામીઓ રહી ગઇ હતી તે કાત્યાયને પુરી કરી. તેણે પાણિનીનાં સૂત્રોમાં ઉમેરા કર્યો. તેને વાર્તિક કહે છે. વિક્રમ વિષેની દંતકથાઓમાં જે વરરૂચિ તેના દરબારનાં

નવ રત્નોમાં ગણાય છે તે જ આ કાત્યાયન એમ કેટલાક માને છે.

પણ વ્યાકરણશાસ્ત્રને પૂર્ણત્વ આપી, ભણવાની દૃષ્ટિએ વિદ્યાર્થીઓને વધારે ઉપયુક્ત કરનાર તો ભાષ્યકાર **પતંજલિ** જ હતા. પતંજલિ સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હતા. તેમણે યોગશાસ્ત્ર રચ્યું છે અને વૈદકશાસ્ત્ર ઉપર ગ્રંથ લખ્યો છે.

વૈદકશાસ્ત્રમાં કનિષ્કના વખતના **ચરક** અને ઇ. સ. ના ચોથા સૈકામાં પ્રસિદ્ધ થયેલા **સુશ્રુત** ઉપરાંત વિક્રમનો દરબારનો **ધન્વંતરિ** એ પ્રખ્યાત છે. ચરક અને સુશ્રુતના ગ્રંથોની આરબી વૈદક ઉપર ખૂબ અસર પડી છે. યુરોપમાં પણ ચરક અને સુશ્રુત વિષે ખૂબ આદર હતો. વૈદકમાં પ્રખ્યાત એવા બીજા ગ્રંથકાર માધવ અને વાગ્ભટ છે.

ચરકના વખતના બૌદ્ધ ગ્રંથકારોમાં **અશ્વઘોષ** અને **નાગાર્જુન** વધારે પ્રખ્યાત છે. અશ્વઘોષે બુદ્ધચરિત નામનું એક મહાકાવ્ય લખ્યું છે. અશ્વઘોષની પ્રતિભા કાલિદાસથી કોઈ રીતે ઉતરે એમ નથી. તિબ્બતી ભાષામાં અશ્વઘોષનું ચરિત્ર લખવામાં આવ્યું છે, તેમાં લખ્યું છે કે અશ્વઘોષને ન આવડે એવી એક વસ્તુ ન હતી. શંકાનિવારણમાં તે અત્યંત કુશળ હતો. ગ્રન્થ લખવા ઉપરાંત પોતાના વિચારો સુંદર કવિતામાં ગુંથી ગાયકોનું વૃંદ સાથે રાખી તે દેશમાં ફરતો. તે પોતે પ્રખ્યાત ગાયક હતો. થોડા જ દિવસોમાં તેની ખ્યાતિ દેશદેશાંતર સુધી ફેલાઈ.

અશ્વઘોષ પછી નાગાર્જુન થયો. અશ્વઘોષની પેઠે તે પણ મૂળ બ્રાહ્મણ હતો. નાગાર્જુને મહાયાન સંપ્રદાયની માધ્યમિક શાળાનાં સૂત્રો લખેલાં છે. અશ્વઘોષ અને નાગાર્જુન બન્નેનાં ચરિત્રો **કુમારજીવે** લખેલાં છે.

અશ્વઘોષ જેટલી પ્રતિભા બતાવનાર અને કાલિદાસ જેટલું નાટયકૌશલ ધરાવનાર સંસ્કૃત ભાષાનો આદિ નાટયકાર **ભાસ** પુષ્યમિત્રના વખતમાં થઇ ગયો. ભાસની કાલિદાસ ઉપર ચોક્સ અસર થયેલી જોવામાં આવે છે. ભાસનાં નાટકો ન્હાનાં, સુવ્યવસ્થિત અને લલિત છે.

પોતાના વખતની બધી પ્રતિભા અને કળા જાણે એકત્ર કરી સાહિત્યક્ષેત્રમાં કવિસમ્રાટ્ **કાલિદાસ** અવતર્યો. કાલિદાસનો સમય અનેક લોકોએ અનેક રીતે નક્કી કર્યો છે. એટલું જ કહી શકાય કે કાલિદાસ ગુપ્તવંશ દરમીયાન અથવા તે પહેલાં થયેલો હોવો જોઇએ. કાલિદાસનો **રઘુવંશ** એ એક અપ્રતિમ મહાકાવ્ય છે, જેની અંદર એક તપોનિષ્ઠ રાજ્યવંશની ઉન્નતિ અને અવનતિ ચીતરી કવિએ સામાજિક ઉત્થાન અને પતનની કાવ્યમય મીમાંસા કરી છે. કલ્પનાના વિહાર કેટલે સુધી ચાલી શકે છે એનો ખ્યાલ કાલિદાસે પોતાના **મેઘદૂત**માં આપ્યો છે. **ઋતુસંહાર** એ કવિએ નિસર્ગદેવીને આપેલો ઉપહાર છે. તેમાં વર્ષની છ ઋતુ અને તેની રસિકના હૃદય ઉપર થયેલી અસર વર્ણવેલી છે. **કુમારસંભવમાં**, રાષ્ટ્રીય આપત્તિને પ્રસંગે કોઇ તારણહારની આખો સમાજ કેવી પ્રતીક્ષા કરે છે એનો ચિતાર આવે છે. **વિક્રમોર્વશીય**માં, વૈદિક કાળની એક પ્રેમવાર્તાને

કવિએ પોતાની કળાથી સુંદર નાટકનું રૂપ આપ્યું છે. વિક્રમોર્વશીયને એક આધ્યાત્મિક રૂપક પણ ગણાય. **માલાવકાગ્નિમિત્ર** નાટકનાં પાત્રો ઐતિહાસિક છે. પુષ્યમિત્રનો પુત્ર અગ્નિમિત્ર જે પોતાના પિતાની હયાતીમાં વિદિશાનગરીમાં રાજ્ય કરતો હતો, તેનો, પોતાની રાણીની પરિચારિકા માલવિકાની સાથેનો પ્રણય એ આ નાટકનો વિષય છે. આ નાટકનું સંવિધાનક રાજદરબારી લોકોના ચરિત્ર ઉપરથી તૈયાર કરેલું હોવાથી તે સમયની સમાજસ્થિતિનું એક સુંદર ચિત્ર આપણને આ નાટકમાં મળે છે. પણ કાલિદાસનું સર્વસ્વ તો તેના અભિજ્ઞાન **શાકુંતલ** નાટકમાં જ રેડાયું છે. આ નાટક એના જન્મથી તે આજ સુધી એકસરખું લોકપ્રિય રહ્યું છે. વૈષયિક પ્રેમની વિરહાગ્નિથી થયેલી વિશુદ્ધિ અને પરિણતિ એ આ નાટકનો મુખ્ય વિષય છે. નગર જનનું ચાતુર્ય વનવાસી મુગ્ધ બાલાને જીતે છે અને છેતરે છે, પણ આખરે મુગ્ધતાની શુદ્ધિ જ વિજય પામે છે એ સનાતન સત્ય આ નાટકમાં બહુ જ રમણીયતાથી કવિએ બતાવ્યું છે. શાકુંતલના અનુવાદો અનેક ભાષાઓમાં થયેલા છે અને પોતાના લાવણ્યથી તેણે દરેક સમાજનું મન હરણ કર્યું છે.

આખા ભારતવર્ષ ઉપર જો કોઇની સૌથી વધારે અસર થઇ હોય તો તે રાજસન્યાસી કવિ **ભર્તૃહરિની.** દંતકથા પ્રમાણે તે વિક્રમ રાજાનો મ્હોટો ભાઇ થાય છે. ભર્તૃહરિનાં ત્રણ શતકોમાં હિંદુ સમાજનું સંપૂર્ણ પ્રતિબિમ્બ પડેલું છે એમ કહીએ તો ચાલે. કોઇ પરદેશી મિત્રને હિંદુ

જીવનની છબિ ભેટ તરીકે મોકલવી હોય તો રાજા ભર્તૃહરિનાં શતકત્રયનો સરસ અનુવાદ કરી મોકલી દેવો.

ગુપ્તકાળની સાહિત્યવિષયક પ્રવૃત્તિ વિષે એકવાર લખી ગયા છીએ. ગુપ્ત કાળમાં જે ઇતિહાસપુરાણોનાં સંસ્કરણો થયાં તેને લીધે સાહિત્યનું અધ્યયન અને પ્રચાર વધ્યો; અને તેથી જ અનેક કવિઓને પુરાણોમાંથી છુટાં છુટાં આખ્યાનો લઇ તેના ઉપર કાવ્યો લખવાની પ્રેરણા થઇ.

હર્ષના સમયમાં સાહિત્યલતિકા પૂરા બહારમાં આવી હતી. **ભારવીએ** પોતાના **કિરાતાર્જુનીયમાં** અર્થગૌરવની પરાકાષ્ટા બતાવી. **દણ્ડીએ** નિર્દયપણે લોકસ્થિતિનું કાવ્યમય વર્ણન કરી સંસ્કૃતના પદલાલિત્યને પૂર્ણત્વ આપ્યું. **હર્ષે** પોતે **રત્નાવાલ, પ્રિયદર્શના** અને **નાગાનન્દ** જેવાં સુંદર નાટકો લખી મ્હોટા મ્હોટા કવિઓને પોતાની તરફ આકર્ષ્યા અને પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરી તેમને આશ્રય આપ્યો. **નૈષધચારત** નામનું એક સુપ્રસિદ્ધ મહાકાવ્ય હર્ષે રચેલું ગણાય છે. પણ તે એટલું બધું સુંદર છે કે એક રાજા આવું કાવ્ય લખે કે નહિ એવી શંકા કેટલાક લોકોને આવે છે. જો કે રાજાઓ ઉપર સરસ્વતીનો પૂર્ણ પ્રસાદ ન જ હોઇ શકે એવો કાંઇ નિયમ નથી.

હર્ષના જમાનાનો સર્વોત્કૃષ્ટ કવિ નિઃસંશય **બાણ-ભટ્ટ** જ છે. બાણભટ્ટે પોતાના પુરસ્કર્તા શ્રીહર્ષનું એક સુંદર ચરિત્ર લખેલું છે. બાણની સરસમાં સરસ અને

પ્રખ્યાત કૃતિ તો **કાદમ્બરી** જ છે. એની ભાષા લાંબા લાંબા સમાસોથી કૃત્રિમ હોવા છતાં ઓજસ્વિની અને પ્રતિભા-પરિપૂર્ણ છે. બાણભટ્ટમાં કલ્પનાનું અને વર્ણનનું નાવીન્ય એટલું બધું છે કે બારે મહિના જોરથી વહેતા ઝરણાની પેઠે એની પ્રતિભાના ફુવારા એક સરખા ઉડયાં જ કરે છે. બાણનાં શબ્દચિત્ર એટલાં બધાં આબેહુબ હોય છે કે એણે અધ્યયનમાં જેટલો વખત ગાળ્યો છે તેટલો જ કુદરતને નીહાળવામાં ગાળેલો હોવો જોઇએ એવી ખાતરી થાય છે. વર્ણન અને ઉપમાની બાણમાં જેટલી સ્વતંત્રતા છે તેટલી જ તેના વિચારમાં પણ છે. પતિ પાછળ સતી થવું એ રિવાજનો ઉલ્લેખ કરતાં તે કહે છે કે એમાં શુદ્ધ મૂર્ખાઇ જ છે. બાણ પોતાની કાદમ્બરી પૂરી ન જ કરી શક્યો. પણ આપણાં સદ્દભાગ્યે બાણનો દીકરો બાણ જેટલો જ પ્રતિભા-શાળી નીવડયો. એણે પિતૃભક્તિથી કાદમ્બરી પૂરી કરી.

**મૃચ્છકટિક** એ વિલાસમાં ડુબેલા જમાનાનું એક ચિત્ર છે. છતાં તેની અંદર સાચો પ્રેમ, કુલીનતા અને ઉદારતા વગેરે ગુણોનો ઉત્કૃષ્ટ ચિતાર આપેલો છે અને તેથી મૃચ્છકટિક હિંદુસ્તાનમાં તેમજ હિંદુસ્તાન બહાર એક અત્યંત લોકપ્રિય નાટક થઇ પડયું છે. **મુદ્રારાક્ષસ** એ એથી વિરુદ્ધ જાતનું નાટક છે. એમાં અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો અને રાજદ્વારી ખટપટો બધી દાખલ કરેલી છે. મુદ્રારાક્ષસમાં પણ સ્વામીનિષ્ઠા, મિત્રપ્રેમ વગેરે અનેક આર્યગુણોનો ઉત્કર્ષ બતાવેલો છે.

હર્ષકાલીન પણ ઉપરના બધા કવિઓથી જુદો પડનાર એક અપૂર્વ કવિ **શાન્તિદેવાચાર્ય** છે. શાન્તિદેવાચાર્ય મહાયાનપંથી બૌદ્ધ સાધુ હતા. તેમના ગ્રન્થોમાં બોધિચર્યાવતાર એ સૌથી પ્રસિદ્ધ છે. બોધિચર્યાવતાર તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ હોવા છતાં તેમાં શુષ્ક ચર્ચા નથી. ભર્તૃહરિ, તુકારામ અથવા થૉમસ-એ-કેમ્પીસ જેવા મહાન ભગવદ્ભક્તનાં લખાણોમાં જે ઉત્કટતા અને હાર્દિક ભાવ છે તેવા જ શાન્તિદેવાચાર્યમાં પણ છે. પ્રાણીમાત્રના કલ્યાણને મોક્ષથી પણ તેઓ શ્રેષ્ઠ ગણે છે. એટલું જ નહિ પણ ભૂતમાત્રના કલ્યાણમાં જ પોતાનો મોક્ષ રહેલો છે એમ તેઓ માને છે. પવિત્ર વૃત્તિ, નમ્રતા, વૈરાગ્ય અને કારુણ્યના ઉત્કર્ષમાં શાન્તિદેવથી ચ્હડે એવા ગ્રન્થકારો ભાગ્યે જ કોઈ હશે.

હર્ષકાળ પછીના પણ અત્યાર સુધી વર્ણવેલા મહાકવિઓની પંક્તિમાં સહેજે બેસી શકે એવા મહાકવિ **ભવભૂતિનો** ઉલ્લેખ અહીં જ કરવો યોગ્ય છે. સંસ્કૃત કવિઓમાં સૌથી શ્રેષ્ઠ કોણ, કાલિદાસ કે ભવભૂતિ એવી ચર્ચા હજીએ ચાલે છે. એ ઉપરથી જ ભવભૂતિની યોગ્યતા વિષે ખ્યાલ આવી શકે છે. સમુદ્રમાં ડુબકી મારી છેક તળીએથી અમૂલ્ય મોતી કહાડનાર પ્રવીણોની પેઠે ભવભૂતિ માનસ-સાગરમાં ડુબકી મારી અપ્રતિમ વિચારમૌક્તિકો બહાર કહાડે છે અને તે એની પાસે એટલાં બધાં છે કે રચનાકુશળ હોવા છતાં એને દરેક થાળ ખીચોખીચ ભરવો પડે છે. **ઉત્તરરામચરિતમાં** શ્રી રામનું ધીરોદાત્ત સ્વરૂપ અને અલૌકિક

છતાં માનવી હૃદય વાલ્મિકી કરતાંય સરસ રીતે આલેખાયલું છે. વૈવાહિક પ્રેમનો આટલો સુંદર ચિતાર આપનાર આ એક જ કવિ હશે. શૃંગાર રસની અત્યંત ઉત્કટતા બતાવીને પણ તેમાં એણે સંપૂર્ણ શુદ્ધતા બતાવી છે. ભવભૂતિની પીંછી અત્યંત ઝીણી છે અને તે પોતાનાં ચિત્રોમાં દરેક જાતની વિગત પૂરતાં કંટાળતો નથી. તેનું **માલતીમાધવ** સાહિત્ય ઉદ્યાનમાં બહુ ગૌરવનું સ્થાન ભોગવે છે. દંતકથામાં ભવભૂતિને કાલિદાસનો સમકાલીન બતાવેલો છે. એમાં કાલક્રમની ઐતિહાસિક ભૂલ તો દેખીતી જ છે, પણ ભવભૂતિની પ્રતિભા જોતાં તે કાલિદાસનો સમકાલીન થવાને પૂરેપૂરો લાયક છે.

× × ×

આર્યોનું અત્યંત પ્રિય ભૌતિક શાસ્ત્ર તે જ્યોતિષશાસ્ત્ર. વેદકાળથી માંડીને આર્યલોકો આકાશના તેજગોલકો પાછળ પડયા છે. વેદમાં ઉત્તમમાં ઉત્તમ વર્ણનો નક્ષત્રચિત્રો જ છે. દેવો અને તારકો એક જ છે. જ્યોતિષ ઉપર આપણો પહેલવહેલો ગ્રન્થ તે વેદાંગ જ્યોતિષ. ત્રીસ ચાલીસ શ્લોકોની અંદર તેમાં ચંદ્ર અને સૂર્યની ગતિનું ગણિત આપ્યું છે. જુના વખતનો વિચાર કરતાં તે સૂક્ષ્મ ગણાય. પણ તેમાં કેટલીક ભૂલો રહી ગઈ છે. વેદ જેવા અપૌરુષેય ગ્રન્થો સાથે વેદાંગ જ્યોતિષનો ઉલ્લેખ થાય છે, છતાં તેમાં ભૂલો છે એ જોઈ વેદકાલીન ગ્રન્થકારોને ઇશ્વરપ્રેરણાથી બધું જ્ઞાન થતું એ માન્યતાને આઘાત પહોંચે છે. જ્યોતિષમાં આશ્ચર્ય

જમાડે એવી પ્રગતિ **આર્યભટ્ટ**માં દેખાઇ આવે છે. આયભટ્ટ ઇ. સ. ૪૭૬માં જન્મ્યો છે, એમ તેનાં જ્યોતિષ ઉપરનાં લખાણો ઉપરથી સિદ્ધ થાય છે. આર્યભટ્ટે પોતાના નામથી આર્યભટ્ટીય સૂત્ર નામનો ગ્રંથ લખ્યો છે. પૃથ્વી ગોળ છે, તે અંતરાળમાં અદ્ધર રહેલી છે, એક દિવસમાં તે પોતાની ધરીની આસપાસ ફરી રહે છે, એક વર્ષની અંદર સૂર્યની પ્રદક્ષિણા કરે છે, પૃથ્વીમાં આકર્ષણ શક્તિ છે, પૃથ્વીનો અને બીજા ગ્રહોનો માર્ગ શુદ્ધ વર્તુલ નથી, બુધ અને શુક્ર પૃથ્વી કરતાં સૂર્યની પાસે છે, અને તેમાંય બુધ સૌથી નજીક છે વગેરે બાબતો તેણે આપેલી છે. પૂર્વ અને પશ્ચિમમાં વાતાવરણને લીધે પ્રકાશનાં કિરણો વાંકાં થાય છે એટલું જ નહિ પણ હજારો વરસને આંતરે અયનો પણ ધીમે ધીમે પાછાં ખસતાં જાય છે એ બધું આર્યભટ્ટને જ્ઞાત હતું. પૃથ્વીના પૃષ્ઠ ભાગનો વિસ્તાર પણ આર્યભટ્ટે લગભગ બરાબર નક્કી કર્યો હતો.

આયભટ્ટ કુસુમપુર એટલે બિહારના પટણા શહેરનો રહીશ હતો. તેના પછીનો પ્રખ્યાત જ્યોતિષી **વરાહમિહિર** ઈ. સ. ૫૦૦ની આસપાસ ઉજ્જયિની તરફ થઈ ગયો. વરાહમિહિર ફલજ્યોતિષ તેમજ ગણિતજ્યોતિષ બન્નેમાં પ્રવીણ હતો. ફલજ્યોતિષ ઉપર એણે ત્રણ ગ્રન્થો લખ્યા છે. ગણિતજ્યોતિષ ઉપર ‘પંચસિદ્ધાન્તિકા’ નામનો એનો ગ્રન્થ પ્રખ્યાત છે. ત્યાર પછી લગભગ સો વરસે ઉત્તર ગુજરાતમાં **બ્રહ્મ-ગુપ્ત** એ અસાધારણ બુદ્ધિશાળી, મહામતિમન્ત જ્યોતિષી થઇ ગયો. એ ભિનમાલ (શ્રીમાલ)નો રહીશ હતો. એના ગ્રન્થો

સિંધ પ્રાંતમાં પ્રચલિત હતા. ત્યાંથી મુસલમાન લોકોએ તેના અનુવાદ કર્યા હતા. વરાહમિહિરનો અભ્યાસ પણ મુસલમાન લોકો સારી પેઠે કરતા. બ્રહ્મગુપ્ત જ્યોતિષી હોવા ઉપરાંત શોધક ભૌતિકશાસ્ત્રી પણ હતો. પદાર્થોના ગુણધર્મ તપાસવા તરફ એણે ખૂબ લક્ષ આપેલું. જૂના વખતના ગ્રન્થકારોમાં બ્રહ્મગુપ્તની પ્રતિષ્ઠા ઘણી જ હતી.

વરાહમિહિરે એક **યવનાચાર્ય**નો ઉલ્લેખ કર્યો છે. સ્ફુજિધ્વજ નામનો એક જ્યોતિષી થઇ ગયો એ જ યવનાચાર્ય હશે એમ મનાય છે.

ગણિત અને જ્યોતિષ એ બન્ને વિષયો હિંદુસ્તાનમાં એક સાથે જ વિકાસ પામેલા છે. સંખ્યા લખવાની દશક પદ્ધતિ વેદકાળથી જ પ્રચલિત હોવાથી ગણિતનો વિસ્તાર કરવો સગવડભરેલો હતો.

ગણિતમાંથી જ બીજગણિત નીકળ્યું. તે વરાહમિહિરે દાખલ કર્યું એમ મનાય છે. ગણિતનો ઉપયોગ જ્યોતિષ સાથે પહેલેથી કરેલો હોવાથી ક્ષેત્રમાપન અને ભૂમિતિ એ બે શાસ્ત્રો પણ પહેલેથી આપણે ત્યાં હતાં. યજ્ઞને માટે કાલ-ગણનાની જેટલી જરૂર હતી, તેટલી જ યજ્ઞની વેદી પ્રમાણસર કરવા માટે ભૂમિતિની જરૂર હતી. જ્યોતિષને અંગે ત્રિકોણમિતિ પણ વધી. આ બધાં શાસ્ત્રો હિંદુસ્તાનમાં જ પહેલવહેલાં ઉત્કર્ષ પામ્યાં છે. ઉપર વર્ણવેલા ગણિતીઓ અને જ્યોતિષીઓની હારમાં પ્રતિષ્ઠાપૂર્વક બેસી શકે એવો

**ભાસ્કરાચાર્ય** ઈ. સ. ૧૧૦૦ની આસપાસ મહારાષ્ટ્રમાં થઈ ગયો.

જૂના વખતમાં જે અનેક જાતના ગ્રન્થો લખાયા તેમાંથી બહુ જ થોડા આપણે હાથ આવ્યા છે. તેમાંયે વળી ગ્રન્થો હાથે લખવાની પ્રથા હોવાથી એક સરસ ગ્રન્થ તૈયાર થઇ જાય એટલે તેના પહેલાંના બધા ગ્રન્થોની ઉપેક્ષા થતી. રાજકારણ, જેને સંસ્કૃતમાં અર્થશાસ્ત્ર કહે છે, તેના ઉપર અનેક ગ્રન્થો લખાયા હતા. પણ ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં આર્ય **ચાણકયે** લખેલો **કૌટિલીય અર્થશાસ્ત્ર** એ એક જ ગ્રન્થ રહ્યો છે. તે પણ નામશેષ થયેલો થોડાં વર્ષ ઉપર દક્ષિણમાં જડી આવ્યો છે. અર્થશાસ્ત્રમાં રાજાએ રાજ્ય કેવી રીતે કરવું અને રાજ્યકારભારના ભિન્ન ભિન્ન વિભાગો કેવી રીતે ચલાવવા વગેરે વિષે વિગતવાર અને ચોકસ વર્ણન છે. અર્થશાસ્ત્ર એ ચોકસ ભાષામાં લખેલો શાસ્ત્રીય ગ્રન્થ છે. કામન્દકી નીતિસાર અને શુક્રનીતિ જેવા ત્યાર પછી લખેલા ગ્રન્થોમ વિસ્તાર છે પણ ચોકસાઇ નથી.

× × ×

ઉપર આપેલા વર્ણન ઉપરથી આપણા લોકોના ઉચ્ચ સંસ્કારોનો અને અપૂર્વ વિદ્વત્તાનો ખ્યાલ આવી જ જાય છે. એના ઉપરાંત તે વખતમાં દેશમાં સુખ અને શાન્તિ હતી, લોકો ખાધેપીધે સુખી હતા અને રાજાઓ પ્રજા-પાલનનાં બધાં અંગોમાં દક્ષ હતા એ આપણે જોઇ શકીએ

છીએ. આપણા સાહિત્યમાં વીરરસની ઉણુપ નથી પણ પરદેશી ઉપર ચ્હડાઇ કરી લૂંટફાટ કરવી, પરદેશી હોય એટલા જ માટે પરદેશીનો નાશ કરવો એવો ખ્યાલ ભારતવર્ષના આર્ય લોકોમાં બિલકુલ ન હતો. ઉલટું અશોકની પેઠે પોતાની ઉચ્ચ ધાર્મિક કલ્પના લોકોના બારણા સુધી લઇ જવી, તેમને પોતાના આર્ય સંસ્કારો આપવા અને સર્વત્ર શાન્તિ અને ભ્રાતૃભાવનો ફેલાવો કરવો એ જ આપણો જાતીય આદર્શ હતો. આપણા દરેક નાટકને અંતે જે ભરત વાક્ય આવે છે તેમાં પણ એ જ રાષ્ટ્રીય આકાંક્ષા સર્વત્ર દેખાય છે કે:

प्रवर्ततत‍ां प्रकृतिहिताय पार्थिवः ।
सरस्वती श्रुतमहतां महीयताम् ॥

# પ્રકરણ ૩૩મું

## આર્ય સંગીત

કોઇ પણ દેશની સંસ્કૃતિનું ચોક્સ માપ કહાડવા માટે સંગીત એ ઉત્તમ કસોટી છે. અને તેથી પ્રજાના સાંસ્કૃતિક ઇતિહાસમાં સંગીતની વૃદ્ધિનું વર્ણન આવવું જ જોઇએ. અમુક પ્રજામાં સંસ્કારિતા કેટલી હતી અને સંસ્કારિતાને પરિણામે રાષ્ટ્રીય જુસ્સો વધ્યો હતો કે ઓછો થયો હતો એ તે તે વખતના સંગીત ઉપરથી આપણે જાણી શકીએ છીએ. સ્થાપત્યની પેઠે સંગીતનો પૂરાવો ટકી શકતો નથી. પણ તે વખતનાં વર્ણનો અને શાસ્ત્રીય ગ્રન્થો ઉપરથી આપણે તેને વિષે અનુમાનો કહાડી શકીએ છીએ.

સંગીતનો ઉદય વેદકાળથી થયેલો છે. વેદકાળમાં કંઠ-ગાયન, વાદ્યનો ઉપયોગ અને નર્તન ચાલતું એવો ઉલ્લેખ છે. ઉષાના રંગને ખુલ્લા મેદાનમાં નાચનાર નર્તકોના પગથી ઉડેલી લાલ માટીની ઉપમા આપી છે. તંત્રી, વીણા વગેરે વાદ્યોનો પણ ઉલ્લેખ છે. સામવેદ તો ઋચાઓ સંગીતના સ્વર સાથે

ગાવાને માટે જ છે. ઋગ્વેદના ત્રણ સ્વરમાંથી સપ્તસ્વરનો વિકાસ થયો અને સ્વરસપ્તકની અંદર બાવીસ શ્રુતિઓ પણ નક્કી થઇ ગઇ.

પહેલેથી આર્ય સંગીતના સ્વરો ગણિતશાસ્ત્ર પ્રમાણે ચોકસ અને શુદ્ધ લેવામાં આવેલા અને તેથી આ શાસ્ત્રની ઉન્નતિ ઝપાટાભેર થઈ. વીણા એ આપણું રાષ્ટ્રીય વાદ્ય છે. વીણાનો અવાજ સારી રીતે ખુલે એટલા માટે હાલના દિલરૂબાની પેઠે તુંમડા ઉપર ચામડું બેસાડતા અને તેના ઉપર સાત તારો ગોઠવવામાં આવતા. સંગીત લગભગ પૂર્ણ દશાએ પહોંચ્યા વગર સાત તારોની ગોઠવણ થાય જ નહિ.

સંગીતની ઉત્પત્તિ હૃદયના ભાવ વ્યક્ત કરવાની ઇચ્છાથી જ થાય છે. તેથી પ્રથમ સંગીત કાવ્ય સાથે જ રહે છે. પણ જ્યારે ભાવના ઉત્કટ થઈ જાય અને તે શબ્દો તથા ભાષાને વ્યક્ત કરવા અસમર્થ નીવડે ત્યારે સંગીત સ્વતંત્ર રીતે પોતાની શક્તિ અજમાવે છે. ઉપનિષદોમાં શંકાનિવૃતિ થયા પછી જ્યારે ઋષિઓને આત્મજ્ઞાન થાય છે ત્યારે હા......વુ... હા......વુ...કરીને તેઓ ગાય છે એવું વર્ણન છે. વેદકાળમાં તેમજ ઉપનિષદ્કાળમાં સંગીત ધાર્મિક ક્રિયામાં જ વપરાતું. વેદોમાં પક્ષીઓના અવાજને પણ સામ ગાયનની ઉપમા આપેલી જડી આવે છે.

રામાયણકાળમાં સંગીતની એટલી બધી પ્રગતિ થઇ હતી કે જુનું શિષ્ટ સંગીત અને નવું લૌકિક સંગીત એવા બે ભેદ પડેલા હતા. તેમનું નામ અનુક્રમે માર્ગી અને દેશી

પદ્ધતિ એવાં હતાં. રામચંદ્રના દીકરા લવ અને કુશ આ બન્ને પદ્ધતિમાં પ્રવીણુ હતા, એમ રામાયણુમાં કહેલું છે. સંસ્કૃતમાં નર્તકોને કુશીલવ કહે છે.

મહાભારતમાં સંગીતના ઉલ્લેખ અનેક ઠેકાણે આવે છે. તેમાં ષડ્જના તાર ઉપર ગાંધારનો અવાજ કહાડવાનું વર્ણન આવે છે તે ઉપરથી સંગીતનું શાસ્ત્ર સારી પેઠે વધ્યું હતું એમ સિદ્ધ થાય છે. કન્યાનૃત્યનું પણ વર્ણન આવે છે. વિશેષ ધ્યાન ખેંચે એવો ઉલ્લેખ તો 'ગાંધાર ગ્રામ'નો છે. સંગીતમાં ષડ્જ, મધ્યમ અને ગાંધાર એ ત્રણ 'ગ્રામ'માં ગાયન થતું હતું તેમાંનો 'ગાંધાર ગ્રામ' હવે નષ્ટ થઇ ગયો છે. મહાભારત કાળમાં તે હતો.

ધીમે ધીમે સંગીતનો ઉપયોગ રાજદરબારમાં, નાટકોમાં અને મોજશોખમાં થવા લાગ્યો. યજ્ઞમંડપની પવિત્રતા રહી નહિ. વિરક્ત લોકો સંગીતની અવહેલના કરવા લાગ્યા. આ વિષયમાં રાજા ભર્તૃહરિના ઉદ્દ્ગારો ધ્યાનમાં લેવા લાયક છે.

રાજદરબારમાં સંગીત, વાદન, નર્તન અને હાવભાવ એ બધાનો સુંદર સમન્વય થવા લાગ્યો અને સંગીત એ કેળવણીનો એક મહત્ત્વનો ભાગ ગણાવા લાગ્યો. ગુપ્ત સમ્રાટ્ સમુદ્રગુપ્તના એક સિક્કા ઉપર રાજા ઉચ્ચાસન ઉપર બેસી વીણા વગાડે છે એવી છાપ છે. રઘુવંશમાં અજ રાજા રાણી ઇન્દુમતીને પોતે ગાયન નર્તન વગેરે શીખવાડતો એવું વર્ણન છે. મહાશ્વેતા, કાદમ્બરી, માલવિકા વગેરે રાજકન્યાઓ અને દેવકન્યાઓ વીણા લઇને સંગીતના આલાપ લેતી એવું

સંસ્કૃત સાહિત્યમાં વર્ણન છે. માલવિકાના અધ્યાપક મંડળમાં સંગીતાચાર્ય ગણદાસનો ઉલ્લેખ છે. હજી પણ દક્ષિણમાં ઉચ્ચ કુટુંબોમાં વીણાવાદન એ કન્યાઓની કેળવણીમાં પ્રધાન વસ્તુ ગણાય છે.

શરૂઆતમાં રાગરાગિણીઓ ન હતી. ગાયનની જાતિઓ ગણાતી અને ફક્ત ગાયનની જાતિઓનું વર્ણન છે.

સંગીતનું જુનામાં જુનું વિવરણ ભરતાચાર્યના નાટ્યશાસ્ત્રમાં આવેલું છે. પાશ્ચાત્ય લેખકો નાટયશાસ્ત્રને છઠ્ઠા સૈકાનું માને છે, પણ તેમાં રાગરાગિણીઓનો વિસ્તાર નથી એટલા ઉપરથી જ તે ઇસ્વી સન પહેલાંનું હોવું જોઇએ એમ સિદ્ધ થાય છે. છ રાગ અને છત્રીસ રાગણીઓની ઉત્પત્તિ વિક્રમાદિત્યના વખતમાં થઇ હશે. હનુમાન નામનો એક સંગીતાચાર્ય તે જ અરસામાં થયો. તેણે આ રાગરાગિણીનો વિસ્તાર વર્ણવેલો છે.

સંગીતસૂત્ર કરીને એક ગ્રન્થનો અવશેષ થોડા જ દિવસ ઉપર જડયો છે. તે નાટયશાસ્ત્ર પહેલાંનો હશે એમ મનાય છે. નાટયશાસ્ત્ર પછીનો ગ્રન્થ તે નારદની સંગીતશિક્ષા. આ ત્રણ ગ્રન્થનાં, સૂત્ર, શાસ્ત્ર અને શિક્ષા એ નામ ઉપરથી તે તે ગ્રન્થના કાળ વિષે કાંઇક અનુમાન નીકળવાનો સંભવ છે. સંગીતશિક્ષા પછી મતંગનો 'બૃહદ્દેશીય' એ ગ્રન્થ લખાયલો હોવાનો ઉલ્લેખ છે. ત્યાર પછીનો ગ્રન્થ સંગીતમેરૂ. આમાં સંગીતની ચર્ચા કોહલ અને દંતિલ વચ્ચેના સંવાદના રૂપમાં આપેલી છે. આપણે જે સમયનો ઇતિહાસ હાથમાં લીધો છે તે સમયનો

છેલ્લો અને લોકપ્રિય સંગીતગ્રન્થ તે **સંગીત મકરન્દ** છે. એનો લેખક પણ નારદ નામનો જ કોઇ હતો. નારદ એ જુના વખતમાં તખલ્લુસ હોવાનો પણ સંભવ છે. ઈ. સ. ૫૫૦ની આસપાસ **માતૃગુપ્ત** નામના એક પંડિતે નાટયશાસ્ત્ર ઉપર એક ટીકા લખી છે.

શ્રીહર્ષના સમય સુધી આપણું સંગીતશાસ્ત્ર સંપૂર્ણતાએ પહોંચ્યું હતું એમાં શક નથી; અને સંગીત એ સ્વભાવતઃ જ લોકપ્રિય હોવાથી તેનો વિસ્તાર આપણા દેશમાં બહુ જ થયો હતો. આપણા સાહિત્યાચાર્યો અને નાટકકારો સંગીત ઉત્તમ રીતે જાણતા. માઘ કવિનું સંગીતજ્ઞાન અસાધારણ હતું. જાતક કથાઓમાં વાદ્યોનું વર્ણન અને વર્ગીકરણ આવે છે તે ઉપરથી બૌદ્ધ કાળથી સર્વ જાતનાં વાદ્યો આપણે ત્યાં હતાં એમ જણાય છે. તંતુવાદ્ય, વેણુવાદ્ય, ઝાંઝ જેવાં ઘર્ષણવાદ્યો, ચર્મવાદ્ય અને દિલરૂબા જેવાં ચર્મતંતુવાદ્ય, બધાં તે વખતથી પ્રખ્યાત છે.

આર્ય સંગીતમાં ભિન્ન ભિન્ન સ્વરોનો સંવાદ અને શ્રવણમધુર પરંપરા એ તરફ વધારે ધ્યાન અપાયું છે અને તેથી તે હૃદયના વ્યક્તિગત ગૂઢ ભાવોનું ઉદ્દીપન અને સાંત્વન કરવાને સમર્થ થયું છે. લૌકિક કે આધ્યાત્મિક એવો એકે ભાવ નથી કે જે આર્ય સંગીતમાં વ્યક્ત ન થઈ શકે. છતાં આર્ય સંગીત અંતે શાન્ત રસ જ પસંદ કરે છે અને શાન્તિની જ ઉપાસના કરે છે એમ સ્પષ્ટ દેખાય છે.

---

# પ્રકરણ ૩૪ મું

## શિલ્પ અને સ્થાપત્ય

જમીનમાં ખોદતે ખોદતે પત્થરનાં બે પડ વચ્ચે પ્રાણીઓનાં હાડકાંના આકાર કેટલીક વાર જડી આવે છે. તે ઉપરથી હજારો વર્ષ પહેલાં તે પ્રદેશમાં કઈ જાતનાં પ્રાણીઓ હતાં તેનો કાંઇક ખ્યાલ આવે છે. આવા આકારવાળા પદાર્થોને અંગ્રેજીમાં 'ફોસિલ' કહે છે. આપણી ભાષામાં તેને અશ્મિલ કહી શકાય. અશ્મિલ ઉપરથી પ્રાચીન કાળના એક જ પ્રકારના પ્રાણીઓનો ઇતિહાસ જડી આવે છે. જે પ્રાણીઓને હાડકાં હતાં તેનો આકાર રહ્યો છે. હાડકાં વગરનાં પ્રાણીઓનું શરીર તરત જ સડી જતું હોવાથી તેનો આકાર મળવો અશક્ય છે.

પ્રાચીન કાળના સ્થાપત્યની પણ એ જ દશા છે. મનુષ્ય પોતાની સુંદર સુંદર કલ્પનાઓ પત્થરમાં કોતરે છે, લાકડામાં કોતરે છે અથવા માટીના સુંદર પદાર્થ બનાવી તેને ભઠ્ઠીમાં શેકી રાખે છે. લાકડા કરતાં પણ ઓછા ટકાઉ પદાર્થો દ્વારા આપણે કળાનો વિકાસ કરી શકીએ છીએ. વનવેલીથી અને

ફુલપાનોથી આપણે મંડપશોભા કરીએ છીએ, પણ તે એકાદ દિવસ ટકી શકે છે. તે જ પ્રમાણે પ્રાચીન કાળના સ્થાપત્યનું થયેલું એ.

હિંદુસ્તાનમાં પ્રાચીન કાળમાં લોકો એક જ ઠેકાણે ઝાઝાં વરસ સુધી રહેતા નહિ. શ્રી કૃષ્ણના વખતમાં ગોપ લોકો જુનો વાસ છોડી દઇ નવે ઠેકાણે વાસ કરતા. રાજાની રાજધાની પણ અમુક વર્ષ પછી બદલાવી જોઇએ એવી જુની માન્યતા હતી. એવા જમાનામાં પત્થરમાં કોતરકામ કરી સૌંદર્યની પોતાની કલ્પના સ્થાયી કરવાનો મોહ લોકોને ન હોય. લાકડાની વસ્તુઓ હોય તો ઉપાડીને બીજે લઇ જવાય. વળી હિંદુસ્તાનમાં જંગલો એટલાં બધાં હતાં કે કોતરકામ કરવા માટે જાતજાતનાં લાકડાં મળી આવતાં. તેથી હિંદુસ્તાનમાં પહેલવહેલું સ્થાપત્ય લાકડામાં જ હતું. વેદકાળનાં રાચરચીલાં, યજ્ઞનાં વાસણકુસણ વગેરે લાકડાનાં જ બનાવવામાં આવતાં અને તેનો ઘાટ અનેક રીતે સુંદર કરવામાં આવતો. સામાન્ય પ્રજાને પોતાની કળા દીવી, કોડીયાં અથવા લોટા પવાલામાં જ વ્યકત કરવાનું સૂઝે. એવી વસ્તુઓ અનેક ઠેકાણે ખૂબ ઉંડાણ સુધી ખોદતાં મળી આવી છે.

નદીની રેલો, વરસાદનું ધોવાણ અને વખતે ભૂકંપના નુકસાનથી કેટલાય જુના અવશેષો અને ખંડેરો જમીનમાં દટાઇ ગયેલા છે. તે બધા જો ખોદવામાં આવે તો જ અતિ પ્રાચીન કાળની કળા અને સ્થાપત્યની કલ્પના આવી શકે. કાશ્મીરમાં અનન્તપુર કરીને દટાઈ ગયેલી રાજ-

થાની હાલમાં ખોદાય છે અને બિહારમાં પટણા પાસે ચંદ્રગુપ્ત મૌર્યના અપ્રતિમ સુગાંગ મહેલના અવશેષ ખોદી કહાડવામાં આવે છે. અનન્તપુરમાં પત્થરનાં મકાન સાથે માટીની કોઠીઓ પણ જડી આવી છે અને પટણામાં પત્થરના થાંભલા સાથે લાકડાનાં પીઢીયાં મળી આવ્યાં છે.

રામાયણ તથા મહાભારતમાં નગરો, દુર્ગ અને સુંદર સુંદર રસ્તાઓનાં વર્ણન આવે છે એ ઉપરથી લોકોની સુખાકારી અને આરોગ્ય તરફ તે કાળમાં પૂરું ધ્યાન અપાતું એમ દેખાય છે. હિંદુસ્તાનની આબોહવા અને લોકોની રહેણી જ એવી છે કે જ્યાં વસ્તી હોય ત્યાં પાસે જ એકાદ નદી અથવા જલાશય હોય જ. તેથી નદીના ઘાટ, તળાવ વગેરેનું બાંધકામ બહુ જ પ્રાચીન કાળથી ચાલતું આવેલું હોવું જોઇએ.

શિલ્પ અને સ્થાપત્યના નોંધ લેવા લાયક નમુનાઓ મૌર્યકાળથી મળી આવે છે. અશોકના સમયનું બાંધકામ અને કોતરકામ પત્થરનું હતું, છતાં તેની રચના લાકડકામના મહેલો જેવી જ છે. તે ઉપરથી અનુમાન થાય છે કે પત્થરમાં લાકડાના પુરાણા બાંધકામનું અનુકરણ કરવામાં તે વખતના કારીગરોને આનંદ પડતો હશે. અશોકના વખતથી શિલાસ્તંભો, સ્તૂપો અને તોરણો જડી આવે છે. સાથે સાથે પત્થરમાં કોતરેલી ગુફાઓ પણ છે. આવાં તોરણો, સ્તૂપો અને ગુફાઓમાં બુદ્ધચરિત્ર અને જાતક કથામાંની વાર્તાના પ્રસંગો કોતરેલા છે. આવું કોતરકામ પ્રજાશિક્ષણનું મ્હોટામાં મ્હોટું સાધન છે. સાહિત્ય, સંગીત અથવા ચિત્રકળા કરતાં શિલ્પ-

કળા મારફત અમે તેવા માણસોને બધા ભાવો સમજાવી શકાય તેમ હોવાથી પ્રજાશિક્ષણમાં તેનો જ ઉપયોગ વધારે છે. તળાવો, મંદિરો, વાવો, કિલ્લાની દિવાલો વગેરે સાર્વજનિક સ્થાનોમાં દાખલ કરેલી કળા આખા રાષ્ટ્રના હૃદયમાં સોંસરી ઉતરી જાય છે.

મૌર્યકાળમાં કારીગર લોકોની પ્રતિષ્ઠા બ્રાહ્મણો જેટલી જ હતી અને અંગત લાભને ખાતર કામ ન કરવું એવો તેમને માટે નિયમ હતો. એ જ બતાવે છે કે તે કાળમાં કળાનું મહત્ત્વ લોકો બરાબર જાણતા, અને કળાધર એ બ્રાહ્મણ જેટલો જ લોકશિક્ષક છે એમ મનાતું.

મૌર્યકાળ પહેલાંના સ્થાપત્યના નમુનાઓ મળતા નથી, અને સિકંદરના હિંદુસ્તાનમાં આવ્યા પછી જ મૌર્ય કાળ શરૂ થયો છે; એ બે ઉપરથી યુરોપીયન લોકો અનુમાન કહાડતા કે આર્ય લોકોને સ્થાપત્યની કે કળાની કલ્પના હતી જ નહિ. તે તો ગ્રીક બાદશાહ સિકંદર સાથે હિંદુસ્તાનમાં આવી. હિંદુસ્તાનના લોકોમાં કલ્પકતા નથી, તેમની પાસે તેમનું પોતાનું એવું સારૂં કશું નથી, એમ માનનાર અભિમાની યુરોપીયનોને ઉપલી માન્યતા બહુ જ પ્રિય હતી; અને તેથી ઘણા દિવસ સુધી તેઓ તેને વળગી રહ્યા હતા. હવે તેમના જ ગ્રંથકારો કહેવા લાગ્યા છે કે ફક્ત ૧૯ મહિના હિંદુસ્તાનમાં રહેલો સિકંદર અને તે પણ લડાઈના સાજમાં રહેલો સિકંદર હિંદુસ્તાનમાં ગ્રીક કળા દાખલ કરી શકે એ અશક્ય છે. માટે જે કાંઈ પારકી કળા હિંદુસ્તાનમાં આવી

તે ઍકિટ્રયામાંથી આવી હશે; અને ઍકિટ્રયા ઉપર ગ્રીસ, રોમ અને બીજા અનેક પ્રદેશોની અસર થયેલી. પરંતુ હવે તો તેથી આગળ વધીને તેમના જ કળાકોવિદો કહે છે ઍકિટ્રયાની કળા એટલી બધી સડેલી હતી કે તેની અસરથી હિંદુસ્તાન જેવી દૈવી કળા પેદા થાય જ નહિ. હિંદુસ્તાનની કળા શુદ્ધ આર્ય કળા જ છે, અને દુનિયાના કોઇ પણ દેશની કળા ભારતવર્ષની કળાની સરખામણીમાં ઉભી પણ ન રહી શકે. આર્ય કળાની વિશાળતા, કલ્પકતા અને વિવિધતાના પ્રમાણમાં ગ્રીક કળા દળદરી જેવી ભાસે છે. હિંદુસ્તાનની કળામાંથી ચીની અને જાપાની કળા ઉદ્‌ભવી અને તેની જ અસર બ્રહ્મદેશ અને પૂર્વ દ્વીપકલ્પ ઉપર થયેલી છે. કેટલાક યુરોપીયન કળાધરો આશા રાખે છે કે હિંદી શિલ્પ, સ્થાપત્ય અને બીજી કળાના અધ્યયનથી યુરોપની કળામાં ભારે ક્રાન્તિ થવાની છે અને એક નવો યુગ ત્યાં શરૂ થવાનો છે.

હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ ઉપર તક્ષશિલામાં એક વિશિષ્ટ પ્રકારની શિલ્પકળા પરિણત થયેલી હતી. તેને યુરોપીયન વિદ્વાનો ગાંધાર પદ્ધતિ કહે છે. તેમાં તેઓ પરદેશી સંસ્કાર સ્પષ્ટ દેખે છે. ગાંધાર પદ્ધતિ વિશિષ્ટ છે એમાં શક નથી. ત્યાં આર્ય અથવા હિંદુ રાજાઓએ પરદેશી કારીગરોને આશ્રય આપ્યો હશે એ સંભવિત છે. પણ ત્યાંની મૂર્તિઓનાં અવયવ અને મુદ્રામાં પરદેશીપણું હોય એમ લાગતું નથી. હિંદુસ્તાન જેવા વિશાળ દેશની સ્વદેશી કળામાં વિવિધતા અને સ્થાનિક વિશિષ્ટતા હોવી જ જોઇએ.

અશોકના શિલાસ્તંભો (લાટો) ઉપરાંત ભિલ્સા પાસે આવેલો સાંચી સ્તૂપ અત્યંત મહત્ત્વનો છે. અશોકે ધર્મપ્રચારને અર્થે જે ઉપદેશકો હિમાલય તરફ મોકલેલા હતા તેમના સ્મરણમાં આ સ્તૂપ બાંધેલા છે. આ મહાન સ્તૂપની આસપાસ પત્થરનો કઠેરો છે અને ચાર દિશામાં ચાર અસાધારણ સૌંદર્યવાળાં તોરણો છે, જે જોઇને આજના લોકો પણ મોહિત થઈ જાય છે.

અશોકના વખતમાં કોતરકામને માટે જે પત્થર પસંદ કરવામાં આવેલો તે પણ તે વખતની કારીગરી જેટલો જ સુંદર છે. સારનાથ આગળ અશોકના એક શિલાસ્તંભના કટકા મળી આવ્યાં છે, જેના ઉપર ચાર સિંહ કોતરેલા છે. પત્થરમાં આટલું સુંદર કોતરકામ ભાગ્યે જ જોવામાં આવે છે. આ સિંહોની મુદ્રા કોઇ ધીરોદાત્ત રાજા કે સમ્રાટ્ જેવી છે.

અશોકના વખતથી કમળ, કળશ, રથ, નૌકા વગેરે સામાન્ય વસ્તુઓના ઘાટનો ઉપયોગ કરી સરસ કોતરકામ કરવાનું શરૂ થયું. લડાઇમાં ચારચાર પાંચપાંચ માળના જે રથ વપરાતા, તે જ ઘાટના ગોપુરો અને મંદિરનાં શિખરો બાંધવામાં આવતાં અને મંદિરો આગળના મંડપ ઉપર સ્તૂપાકાર ગુંબજ બાંધવામાં આવતા. એક બે મંદિરોમાં મંદિર એ રથની પ્રતિકૃતિ છે એમ બતાવવા માટે મંદિરની બે બાજુની દિવાલમાં ચક્રો કોતરેલાં મળી આવ્યાં છે અને મંદિરના મહાદ્વાર પાસે રથ ખેંચનાર પશુઓની મૂર્તિઓ હારબંધ છે. હાલનાં ન્હાનાં ન્હાનાં શિવાલયો રથની સાથે

કેટલાં મળતાં આવે છે એ સહેજ ધ્યાનપૂર્વક જોવાથી સમજાય તેવું છે.

નગરરચનામાં દક્ષિણોત્તર રાજમાર્ગ રાખવામાં આવતો. અને તેને વીંધીને જતો બીજો પૂર્વપશ્ચિમ માર્ગ રાખવામાં આવતો. એ ઉપરથી જ આપણી સ્વસ્તિકની કલ્પના ઉદ્ભવેલી છે એમ મનાય છે. સ્વસ્તિકની દિશા એ શહેરને જમણી બાજુ રાખી કરેલી પ્રદક્ષિણાની દિશા છે.

બુદ્ધકાળનું બીજું ધાર્મિક ચિહ્ન એ ચક્ર છે. બોધિ પ્રાપ્ત થયા પછી કર્મના સિદ્ધાન્તરૂપી અટલ ધર્મચક્રનું બુદ્ધ ભગવાને પ્રવર્તન કર્યું એ બતાવવા માટે બૌદ્ધ શિલ્પમાં વચમાં એક ચક્ર અને આસપાસ તેનું રક્ષણ કરનાર યક્ષ કિન્નરોની મૂર્તિઓ કોતરેલી હોય છે.

ગુફાઓમાં સ્વાભાવિક રીતે અંધારું તો હોય જ. તે દૂર કરવા માટે મુખ્ય બારણાની ઉપર એક મ્હોટું પીંપળ-પાનના આકારનું બાકું પાડવામાં આવતું, જેથી અંદરની મૂર્તિ સુધી બરાબર પ્રકાશ જઇ શકતો. ઘણી વાર ગુફાનું વચલું દિવાનખાનું અને બાજુના થાંભલાઓનું અનુકરણ મંદિરોના સભામંડપમાં કરવામાં આવે છે. મદિરનાં શિખરો ઉપર સોપારી અથવા આમળું અથવા ઉંધા મૂકેલા મળનો આકાર કરવામાં આવતો. મૌર્ય કાળમાં—અથવા હિંદુકાળમાં કહીએ તો ચાલે—ગોળ કમાનો મળી આવતી નથી અને સામાન્ય રીતે થાંભલાંઓ ઉંચા નથી હોતા.

હાલમાં કેટલાક વિદ્વાનો એમ બતાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે કે મૌર્યકાળની અને ખાસ કરીને ચંદ્રગુપ્તના વખતની કળા ઇરાનમાંથી અહિં આવેલી છે. પણ તે દલીલમાં કાંઇ વજૂદ નથી. બહુ બહુ તો એટલું જ કહી શકાય કે ઇરાની અને હિંદી કળા વચ્ચે સામ્ય ઘણું છે. માટે અતિ પ્રાચીન એક જ કળાપદ્ધતિની આ બે શાખાઓ છે.

આપણે ત્યાં શિલ્પ અને સ્થાપત્યના નમુનાઓ અસંખ્ય છે, પણ તેના પ્રમાણમાં એ વિષય ઉપરના ગ્રંથો નથી જ એમ કહીએ તો ચાલે. હશે તો હજી જડયા નથી. કેટલાક દુર્મિલ ગ્રંથો હમણાં ઉપલબ્ધ થયા છે. તેમાં નગરરચના, મંદિરનું બંધકામ તથા મૂર્તિના અવયવોનું પ્રમાણ વગેરે વિષયોના સૂક્ષ્મ નિયમો અને મહત્ત્વની સૂચનાઓ આપેલી છે. રામરાજ નામના એક ગ્રંથકારે આવી માહિતી ભેગી કરી અંગ્રેજીમાં એક મોટું પુસ્તક લખેલું છે. આ ગ્રંથ ઉપરથી આપણને ખૂબ માહિતી મળે છે અને આપણા સ્થાપત્યની પાછળ કઇ ભાવનાઓ છે એ વિષેનું અનુમાન આપણે કાઢી શકીએ છીએ. પણ આપણું જીવન, તેની ઉપર થયેલી પ્રાકૃતિક પરિસ્થિતિની અસર, આપણો સામાજિક અને વ્યક્તિગત આદર્શ, આપણી ધાર્મિક આકાંક્ષાઓ વગેરેની આપણા સ્થાપત્ય ઉપર શી અસર થઇ છે અથવા તેની પાસેથી સ્થાપત્યને શી પ્રેરણા મળી છે એનું વિવેચન કરનારા ગ્રંથો હજી લખાયા નથી. શ્રી. આનંદ કુમાર સ્વામી જેવા કલાકોવિદોએ એ કામની હમણાં શરૂઆત કરી છે. પણ જુના જીવન સાથે પરિપૂર્ણ પરિચિત અને સમભાવવાળા કોઇ સમર્થ પુરુષે તે કામ હાથમાં લેવું જોઇએ.

મિ. હૅવેલ નામના એક વિદ્વાને હિંદુસ્તાનની કળા અને હિંદુસ્તાનના ધાર્મિક વિચારો વચ્ચેનો સંબંધ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભકિતમાર્ગની કળા ઉપર જુદી જુદી કઇ અસર થઇ છે તે તેણે બતાવેલું છે.

જુની નગરરચનામાં વર્ણાશ્રમ વ્યવસ્થા અને દરેક વર્ણના મહત્ત્વનું તારતમ્ય આપણે જોઇ શકીએ છીએ. જ્યારે મંદિરોમાં આપણી ધાર્મિક ભાવનાઓ મૂર્ત સ્વરૂપ ધારણ કરી ઉભી રહે છે. દાખલા તરીકે દરેક મંદિરમાં અંદરનું ગર્ભગૃહ, બહારનો રંગમંડપ અને વચ્ચેનું ન્હાનકડું અંતરાળ એ આપણી ઉપાસનાના ત્રણ પ્રકાર બતાવે છે. ગર્ભગૃહમાં હમેશાં સંકડાશ હોય છે. પ્રકાશ પણ ઓછો જ હોય છે. અમુક લોકોને જ અંદર જવાનો અધિકાર હોય છે. ત્યાં કર્મકાંડનું રાજ્ય ધાર્મિક વિધિઓના વિસ્તારનો અંત ન મળે. અંતરાળમાં કેટલાક નૈષ્ઠિક ઉપાસક, ધ્યાની, વૃદ્ધ પુરુષ અને નિત્યપાઠ કરનાર કર્મકાંડી બેઠેલા હોય છે. તેમનું ચિત્ત અંદર ચાલતા વિધિઓ પર હોય છે, છતાં તેઓ તેમાં ભાગ લેતા નથી. રંગમંડપમાં સામાજિક હિંદુધર્મ વસે છે. ત્યાં પુરાણ ચાલે, કથાકીર્તન ચાલે, સંગીતનો પ્રવાહ ચાલે, લોકો દર્શન કરે, ફુલ ચ્હડાવે, પ્રસાદ લે અને ઘેર જાય. મંદિરની આસપાસ ઓરડીઓની હાર હોય છે તેમાં ધર્મ ઉપર આજીવિકા ચલાવનાર આચાર્યો, ભટભિક્ષુકો, સાધુસન્યાસીઓ રહે છે; વટમાર્ગુઓ અને યાત્રાળુઓને ત્યાં આશ્રય મળે છે. મંદિર સામેના વિસ્તીર્ણ ચોગાનમાં હિંદુ ધર્મનું વિશાળ હૃદય રાસ રમે છે. ત્યાં ભવાઇઓ ચાલે, જ્ઞાતિભોજનો થાય, સાર્વજનિક

ઉત્સવો ઉજવાય અને નિગમ સભાઓ (ગ્રામપંચાયતો) પણ ત્યાં જ ભેગી થાય. પાસે જ મ્હોટું તળાવ હોય, તેની અંદર બધા લોકો અલગ અલગ ઠેકાણે પણ એક જ પાણીમાં સ્નાન-સંધ્યા કરે. મંદિર એ હિંદુધર્મનું-વ્યાપક હિંદુધર્મનું-શરીર છે. તેમાં હિંદુ લોકોનું સાહિત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય વગેરે સર્વ જાતનું રચનાકૌશલ્ય એકત્રિત થાય છે. આખો સમાજ ત્યાં આવી તે પોતાના જીવનમાં ઉતારે છે.

હિંદુસ્તાનના સ્થાપત્યનો પ્રતિહાસ લખવાની શરૂઆત હમણાં હમણાં જ થઇ છે, અને થોડા જ વખતમાં તેમાં ઠીક પ્રગતિ થઈ છે. ઉત્તર હિંદુસ્તાનનું સ્થાપત્ય કોઈ પણ દેશને મગરૂરી કરવા જેવું છે જ. પણ સ્થાપત્યનો ઉત્કર્ષ દક્ષિણમા વધારે જોવામાં આવે છે. વેરૂળની અને અજંટાની ગુફાઓ, કાર્લા અને ધારાપુરીની ગુફાઓ, મદુરા, ત્રિચિનાપલ્લી અને તાંજોરનાં મ્હોટાં ગામ જેવાં મંદિરો અને મ્હોટાં મ્હોટાં તળાવો બધાં દક્ષિણમાં જ છે. સાંચીનો સ્તૂપ પણ દક્ષિણી કારીગરીનો નમુનો છે એમ કેટલાક દક્ષિણના અભિમાની દાવો કરે છે. અમરાવતી (આંધ્રદેશ)નું સ્થાપત્ય પણ દક્ષિણનું જ ગણાય. દક્ષિણનો ઇતિહાસ જ્યારે આપીશું ત્યારે તેની સાથે ઉત્તર અને દક્ષિણ બન્નેના સ્થાપત્યની વિગતવાર ચર્ચા કરવી સગવડભરેલી થશે. અહીં તો ફક્ત મૌર્ય અને ગુપ્તકાળના સ્થાપત્યનો ઉલ્લેખ માત્ર કર્યો છે. ઉત્તરમાં આજે જે નમુનાઓ મળે છે તેથી અનેકગણા નમુનાઓ રાજ્ય-ક્રાન્તિઓને અને ધાર્મિક ઝનુનને લીધે નષ્ટ થઈ ગયા હશે.

હાલના નમુના ઉપરથી જ અભિપ્રાય બાંધવો એ ઉપરને બમણો અન્યાય કર્યા જેવું થઇ જાય, છતાં જેટલા નમુના છે તેટલા ઉપરથી પણ હિંદુસ્તાનની અલૌકિક કારીગરીનો પૂરવો ખ્યાલ આવે એમ છે.

---

# પ્રકરણ ૩૫ મું

## ઉત્તરાપથની યાત્રા

પાનાની રમતની મજા, રમનારની કુશળતા ઉપર તેમજ તેના હાથમાં આવેલાં પાનાં ઉપર આધાર રાખે છે. અથવા એમ કહીએ તો ચાલે કે અમુક જાતનાં પાનાં હાથમાં આવે તો અમુક માણસ તેનો કેવો ઉપયોગ કરે છે એ જોવામાં જ રમતની બધી મજા રહેલી છે અને તેમાં જ તે માણસનો પૂરો પરિચય પણ થાય છે. હિંદુસ્તાનનો ઇતિહાસ એ હિંદુસ્તાનની ભૂમિ, તેની રચના અને તેની પરિસ્થિતિનો હિંદુસ્તાનમાં આવેલા લોકોએ કેવો ઉપયોગ કર્યો અને તે દ્વારા પોતાની કલ્પનાઓ અને આકાંક્ષાઓ કેવી રીતે પ્રત્યક્ષ કરી એનો ચિતાર છે. હિંદુસ્તાનના પહાડો અને નદીઓ અને વિશાળ મેદાનો એ અહિંના લોકોનું મૂળ ધન કહેવાય. આર્ય લોકોએ પોતાની સગવડ પ્રમાણે દેશના કેવા વિભાગ પાડયા અને તેમાં પોતાની વૃત્તિ મુજબ ક્યાં ક્યાં અને કેવાં કેવાં સંસ્કૃતિનાં મથકો એટલે કે શહેરો સ્થાપ્યાં એ આ પ્રકરણમાં જોઇશું. માણસના રીતરિવાજો તે તે સમાજના સ્વભાવ

ઉપર જેટલો આધાર રાખે છે તેટલો જ પરિસ્થિતિ ઉપર પણ રાખે છે, અને તેથી આ દેશના વતનીઓએ દેશના કેવા વિભાગ પાડયા હતા એ જોવું બહુ જ ઉપયુક્ત છે.

હિંદુકુશ અને સુલેમાન પર્વત વચ્ચે આવેલા **બાલ્હિક** અને **ગાંધાર** દેશ એ કુદરતી રીતે પડેલા વિભાગ છે. તે જ પ્રમાણે સિંધુ અને તેના કુટુંબમાં જમણી બાજુની બે ત્રણ નદીઓ અને ડાબી બાજુની પાંચ નદીઓ મળીને બનેલો **સપ્તસિંધવ** દેશ એ પણ એક કુદરતી વિભાગ છે. અનેક નદીઓનું પાણી એકત્ર કરવાનું કામ જેમ સપ્તસિંધવ (પંજાબ) કરે છે તેમ એ નદીઓનું પાણી સાચવીને આગળ લઇ જઇ અનેક મુખ દ્વારા પશ્ચિમ સમુદ્રને અર્પણ કરવાનું કામ સિંધુ દેશ કરે છે. સપ્તસિંધવ અને સિંધુનો પશ્ચિમ તરફનો સૂકો પણ વત્તોઓછો ફળદ્રુપ પ્રદેશ અને પૂર્વ તરફનો ગંગા યમુનાનો ભેજવાળો પ્રદેશ તથા તેની નીચેનો **દશાર્ણ**નો પ્રદેશ, એ બેની વચ્ચે આવેલો ઉજ્જડ અને રેતાળ પ્રદેશ એ હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુ જ મહત્ત્વનો છે. સતલજ અને યમુના વચ્ચે આવેલો **બ્રહ્માવર્ત** અને **કુરુ** દેશ તથા **સૌવીર** અને **સૌરાષ્ટ્ર** એ હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુ જ મહત્ત્વના ભાગ છે. બ્રહ્માવર્ત એટલે સરસ્વતી અને દૃશદ્વતી એ બે નદીઓ વચ્ચે આવેલો પ્રદેશ. એની દક્ષિણમાં કુરુક્ષેત્રની હત્યારી ભૂમિ છે. આ ભૂમિના હાથમાં ભારતવર્ષનું ઉત્તરાપથનું આધિપત્ય રહેલું છે. ત્યારપછી રાજપૂતાનાનો વેરાન મુલક આવે છે. એક વખતે સરસ્વતી અથવા હિકરા નદીના પ્રવાહથી આ પ્રદેશ અત્યંત ફળદ્રુપ હતો. આજે ત્યાં ન્હાવા માટે પણ

પાણી મળવું અશક્ય છે. સૌવીર એ સિંધુની પૂર્વમાં અને કચ્છ, કાઠીઆવાડની ઉત્તર કે ઇશાનમાં આવેલો છે. સૌવીરની પશ્ચિમ તરફ ન્હાની ન્હાની દશ નદીઓ વાળો દશાર્ણ મુલક છે. અવન્તી અથવા માલવ એ તેનું પ્રખ્યાત નામ છે. માળવામાંથી જ ચર્મણ્વતી (ચંબલ) નદી ઉત્તર તરફ વહી જમનાને મળે છે. ચર્મણ્વતીથી મધ્યસ્થ હિંદુસ્તાનના બે વિભાગ પડી જાય છે. ચર્મણ્વતીની ઉત્તરમાં **મત્સ્ય** અને **શૌરસેન** દેશ આવેલા છે; ત્યાંથી જમના ઓળંગીએ એટલે ગંગા યમુના વચ્ચેનો **અંતર્વેદી**નો પ્રદેશ છે. આ અંતર્વેદીનો પ્રદેશ એ આર્ય સંસ્કૃતિનું પિયર ગણાય. આ અંતર્વેદીના ઉત્તર-વાયવ્યમાં **કુરુપાંચાળ** અને પૂર્વ તરફ **કાશીકોશલ** એ પ્રાચીન હિંદુસ્તાનમાં અત્યંત મહત્ત્વના પ્રદેશ છે અને તેથી જ બનારસ અને પ્રયાગ એ હિંદુધર્મનાં સૌથી મ્હોટાં શહેરો ગણાયાં છે. અહીંથી પૂર્વ તરફ જઇએ એટલે **વિદેહ** અથવા **મિથિલા** અને **મગધ**ની સામ્રાજ્યભૂમિ આવી જાય છે. **મદ્ર** (શિયાળકોટની આસપાસનો મુલક), **માળવા** અને **મગધ** આ ત્રિકોણમાં હિંદુ સસ્કૃતિનાં રાજકીય કેન્દ્રો આવી જાય છે.

મગધની પૂર્વમાં આવેલા **અંગ, વંગ, ગૌડ, પ્રાગ્જ્યોતિષ** અને **કામરૂપ** એ પ્રદેશનું સ્વરૂપ તદ્દન જુદું જ છે અને એનો ઇતિહાસ પણ જુદો જ છે. આ આર્ય લોકોના ઉત્કર્ષના મુલકની દક્ષિણમાં **વિન્ધ્ય પર્વત, નર્મદા નદી** અને **દણ્ડકારણ્ય**નું મહાકાન્તાર આવી ગયું છે. અને વચમાં પૂર્વથી પશ્ચિમ તરફ માળવા સુધી જઇએ તો **પુંડ્ર, ઉત્કલ, વત્સ,**

ચેદિ, વગેરે દેશો આવેલા છે. છેક પશ્ચિમમાં સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડનો દ્વીપકલ્પ અલગ છે.

આવા આ મુલકમાં નદીની સગવડ જોઇ અથવા લશ્કરી કે વેપારી મહત્ત્વ વિચારી આપણા લોકોએ શહેરો વસાવ્યાં હતાં. તેમની થોડી વિગત અહીં આપી છે.

આપણે વાયવ્યથી આ શહેરો જોતા આવીએ. ત્યાં આપણું ધ્યાન એકદમ આકર્ષે એવું શહેર તો **તક્ષશિલા** છે. આ શહેર પંજાબમાં રાવળપીંડી જીલ્લામાં હાલના શહાધેરી નામના ગામડા પાસે હતું. કેટલાંક વર્ષ થયાં ત્યાં પુરાતત્ત્વ ખાતા તરફથી ખોદકામ શરૂ થયું છે, અને ત્યાં સ્તૂપો અને મૂર્તિઓ જડી છે. તક્ષશિલાનો અર્થ કોતરેલી શિલા અથવા નાગરાજા તક્ષકની શિલા એમ થાય. શહેરનું નામ ત્યાંની શિલ્પકળાને લીધે પડયું હશે અથવા તે તક્ષકે વસાવ્યું તેથી પડયું હશે. સિકંદર હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તે જાહોજલાલી-વાળું શહેર હતું. હિંદુસ્તાનની કારીગરી અને વિદ્યાના વિનિમયનું એ એક ભારે મથક હતું. વૈદ્યક વિદ્યા માટે તક્ષશિલાની ખ્યાતિ દૂર દેશો સુધી પહોંચી હતી. મધ્ય એશિયામાંથી હિંદુસ્તાનમાં આવવાના માર્ગ ઉપર આવેલું હોઇ તેને વિદ્યા અને વેપારનું કેન્દ્ર થવાની અત્યંત અનુકૂળતા હતી.

તક્ષશિલાની પશ્ચિમ તરફ એકદમ સરહદ ઉપર **પેશાવર** આવેલું છે. આનું મૂળ નામ પુરુષપુર હતું. કનિષ્કે હિંદુસ્તાનમાં રાજ્ય વિસ્તાર્યું ત્યારે ત્યાં રાજધાની

કરી હતી. તક્ષશિલા અને પુરુષપુર એ ગાંધાર દેશનાં મુખ્ય શહેરો હતાં. કાબુલ નદીની બાજુમાં કુનાર અને સિંધુ નદીની વચ્ચેનો પ્રદેશ તે **ગાંધાર.** હાલના રાવલપીંડી અને પેશાવર જીલ્લા ઉપરાંત સ્વાત અને હોતી-મર્દન અથવા યુસફઝાઇનો પ્રદેશ તેમાં આવી જતો. રામાયણમાં ગંધર્વ દેશનું નામ આવે છે. તેની રાજધાની પુષ્કરાવતી અથવા પુષ્કલાવતી જણાવી છે. તે કદાચ આજ ન હોય?

પેશાવરથી વાયવ્યમાં હિંદુકુશની પેલી પાર **બલ્ખ** નામનું શહેર પ્રાચીન સમયમાં બહુ વિખ્યાત હતું. ગ્રીક લોકો તેને બૅક્ટ્રિયા તરીકે ઓળખતા. હિંદુકુશના વાયવ્ય છેડા ઉપર તે આવેલું હોવાથી પેલી પારની નીચભૂમિ ઉપર તેનો સરસ કાબુ રહેતો. લશ્કરનું મથક હોવા ઉપરાંત તે વેપારનું પણ મથક હતું. ચીન, ઇરાન અને હિંદુસ્તાન જેવા ત્રણ સુધરેલા દેશોની સરહદ ત્યાં મળતી હોવાથી ત્રણે વચ્ચેનો વ્યવહાર બલ્ખની મારફત ચાલતો. વિદ્યા, વેપાર, હુન્નર, કળા અને સંસ્કૃતિની પરસ્પર લેવડદેવડ ત્યાં થતી. બૌદ્ધોના વિહારો ત્યાં હતા અને બૌદ્ધ વિદ્યા ત્યાંથી પરદેશમાં પ્રસરતી. એની આસપાસના પ્રદેશમાં હાલ કાબુલ, કંદહાર, હિરાત, બોખારા, સમરકંદ વગેરે શહેરો આવેલાં છે. ગ્રીક ક્ષત્રપોની પ્રાચીન કાળમાં તે રાજધાની હતી.

આ બલ્ખ પાસે જ **બામિયન** કરીને એક સ્થાન હતું ત્યાં હૂણ લોકોનું મુખ્ય રહેઠાણ હતું. ત્યાંથી તેઓ હિંદુસ્તાન ઉપર આક્રમણ કરતા. હૂણ લોકોએ હિંદુસ્તાનમાં જ્યારે

રાજ્ય જમાવ્યું ત્યારે તેમણે પંજાબમાં **શાકલ**–હાલના શિયાલકોટને પોતાની રાજધાની બનાવ્યું. રાજા મિલિન્દ અથવા મીનેન્ડર અહીં રહેલો. અત્યંત પ્રાચીન કાળમાં શાકલ મદ્ર લોકની રાજધાની હતું. શાકલમાં હૂણ લોકોએ એક દુર્ગમ કિલ્લો બાંધ્યો હતો.

મિલિન્દ મહાયાન બૌદ્ધ ધર્મમાં ખૂબ રસ લેતો. પણ મહાયાન સંપ્રદાયની વ્યવસ્થા તો કનિષ્કે જ કરી. કનિષ્કે કાશ્મીરમાં **શ્રીનગર**ની પાસે આવેલાં કુણ્ડલ**વન**માં એક સંગીથી અથવા પરિષદ્ ભેગી કરી હતી.

આ બધાં શહેરો સિંધુ નદીના સામ્રાજ્યની અંદર આવેલાં હતાં. ત્યાંથી મધ્ય દેશમાં આવતાં પ્રથમ **કુરુક્ષેત્ર**નું દર્શન થાય છે. કુરુક્ષેત્ર ભગવદ્ગીતાને લીધે દરેકને મ્હોડે છે જ. ભારતીય યુદ્ધ આ જ સ્થાન પર થયેલું. કુરુક્ષેત્રમાં હાલના પતિઆળા રાજ્યનો પૂર્વભાગ તથા દિલ્હી પ્રાંત આવી જાય છે. આ કુરુક્ષેત્ર પાસે જ **સ્થાણ્વીશ્વર** છે, જે આજે થાનેશ્વર નામથી ઓળખાય છે. સ્થાણ્વીશ્વરમાં શ્રી હર્ષના પિતાની રાજધાની હતી.

ત્યાંથી પાસે જ ગંગાને કિનારે હરદ્વાર છે. **હરદ્વાર** એ સંન્યાસીઓની તપોભૂમિ છે. શ્રી વ્યાસે અહીં જ પોતાના અનેક ગ્રંથો લખેલા એવી લોકોમાં માન્યતા છે. હરદ્વાર સંસ્કૃત વિદ્યાનું એક મ્હોટું ધામ છે અને બાર વર્ષે ત્યાં કુંભમેળો પણ ભરાય છે. હરદ્વારથી દક્ષિણમાં જઇએ એટલે યમુના અને કાલિન્દીને કાંઠે આવેલા **હસ્તિનાપુર** અને

**ઇન્દ્રપ્રસ્થ** એ બે શહેરો આવે. કૌરવપાંડવોની રાજધાન
તરીકે મહાભારતમાં એ વિખ્યાત છે. હસ્તિનાપુર અ
ગજસાહ્વય એ કૌરવોની રાજધાની હતું. ગંગા નદીની રે
આ નગર હાલમાં બીલકુલ ધોવાઈ ગયું છે. એની પાં
અગ્નિ દિશામાં ઇંદ્રપ્રસ્થ આવેલું છે. ઇંદ્રપ્રસ્થ હાલના [illegible]
પાસે જ છે. અર્જુને ખાંડવવનનો નાશ કર્યો ત્યાં યુધિ
આ નગર વસાવેલું. ખાંડવવનમાં નાગ લોકો રહેતા. તે
અર્જુને ઉચ્છેદ કર્યો તેનો બદલો નાગરાજા તક્ષકે પરિ
ઉપર લીધો. ઇંદ્રપ્રસ્થ અસલ જમના નદીને કાંઠે હતું
હાલમાં નદીનો પટ બદલાવાથી નદી ત્યાંથી દૂર ગઇ
ઇંદ્રપ્રસ્થને **ખાંડવપ્રસ્થ** પણ કહે છે.

**ખાંડવવન** હાલના મુઝફર નગરથી થોડેક છેટે હતું

હાલની દૃષ્ટિએ જેમને ઐતિહાસિક સાધનો ગણાય તે
જુનામાં જુનામાં મથુરાનો ઉલ્લેખ છે. **મથુરા** એ મધ્ય દે
રાજધાની હતું. યમુનાને કાંઠે તે વસેલું છે. શૂરસેનો અહીં
કરતા. શ્રીકૃષ્ણ અહીં જન્મેલા. શૈશુનાગના વખતથી મથુ
ઉલ્લેખ મળી આવે છે. કુશાન રાજાઓના સમયમાં બૌદ્ધો
જૈનોનું તે મ્હોટું મથક હતું. શુંગ રાજાઓના સમયમાં પાટ
કરતાં પણ તેની ભૌગોલિક સ્થિતિને લીધે તેનું મહત્ત્વ [illegible]
હતું. ફાહિયાન તથા હ્યુએનસાંગના વખતમાં તે જાહોજલા
હતું.

અત્યારે પણ ઘણા લોકો ત્યાં યાત્રાએ જાય છે.
પવિત્ર પુરીઓમાં તેની ગણના છે.

આજે આપણે વૃંદાવન વગર મથુરાનો વિચાર કરી શકતા નથી, તે બન્ને એટલાં બધાં પાસે છે. વૃંદાવન એ શ્રી કૃષ્ણની બાલ્ય લીલાની ભૂમિ. વૃંદાવન કાળે કરીને નષ્ટ થયું હતું તે બંગાળના વૈષ્ણવ સાધુ ચૈતન્યના ઉત્સાહથી ફરી સ્થાપિત થયું. હાલમાં વૃંદાવનનાં મંદિરો હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે અને તેમાં વિશેષતા એ છે કે સ્થાપત્યના બધા નમુનાઓ ત્યાં એકત્ર થયા છે.

મથુરા અને વૃંદાવન જેમ શ્રી કૃષ્ણના બાલ્યકાળનાં સ્થાન છે તેમ મ્હોટપણની તેમની રાજધાની દ્વારકા. દ્વારકા દૂર પશ્ચિમ કિનારે છે. હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરનાર કાળયવન જેવાનો ત્યાંથી બંદોબસ્ત કરવો શ્રી કૃષ્ણને સ્હેલું લાગ્યું હશે. દ્વારકા એ સાત મોક્ષદાયી પુરીઓમાંની એક છે. તેમજ પુરાણપ્રસિદ્ધ ચાર ધામમાંનું એક ધામ છે. શંકરાચાર્યના ચાર મઠમાંનો એક મઠ અહીં છે

દ્વારકા શ્રી કૃષ્ણની રાજધાની ખરી છતાં શ્રી કૃષ્ણનું કાર્યક્ષેત્ર તો હસ્તિનાપુર, ઇંદ્રપ્રસ્થ અને કુરુક્ષેત્ર જ હતાં.

ત્યાંથી આપણે સ્હેજ પૂર્વ તરફ જઇએ એટલે કાન્યકુબ્જ આવે છે. હાલમાં એ કનોજના નામથી ઓળખાય છે. વિશ્વામિત્રના પિતા ગાધી રાજાની એ રાજધાની હતું, ત્યારે તે ગાધીપુર કહેવાતું. શ્રી હર્ષના પહેલાં મૌખરી રાજાઓની તે રાજધાની હતું. આ શહેરના નૈઋત્ય ભાગમાં બૌદ્ધોના મ્હોટા મ્હોટા વિહારોનાં ખંડેરો છે.

સાત પુરીઓમાં પ્રથમ સ્થાન પામેલું શ્રી રામચંદ્રજીનુ જન્મસ્થાન **અયોધ્યા** તે હવે આવે છે. યુક્ત પ્રાંતમાં ફૈઝાબા જીલ્લામાં ગોગરા નદીને કાંઠે આવેલું છે. સરયુ એ ગોગર નદીનું પ્રાચીન નામ છે.

રામાયણની અયોધ્યા નગરી હાલમાં નાશ પામેલી છે એક વિસ્તૃત ઉચાણ ભૂમિ તેને ઠેકાણે દેખાડવામાં આવે છે તેની પાસે અજુધિયા કરીને અપભ્રંશ પામેલા નામનું ગામ છે

કોશલ દેશ, હાલનો અયોધ્યા પ્રાંત, તેની ં રાજધાની હતું

બૌદ્ધ કાળમાં કોશલ દેશના ઉત્તર કોશલ અને દક્ષિ કોશલ એવા બે ભાગ પડી ગયેલા જણાય છે. સરયુ નદી બે ભાગને જુદા પાડતી. ઉત્તર કોશલની રાજધાની શ્રાવસ્તી હતી અને દક્ષિણની સાકેત હતી. **સાકેત** ક્યાં આવેલું ં અત્યારે નક્કી કરી શકાતું નથી. અયોધ્યાને જ બૌદ્ધ લોકે સાકેત કહેતા હોય અથવા તો અયોધ્યાની પાસે જ તે શહે હોય. બૌદ્ધ સાહિત્યમાં સાકેત ભારતવર્ષના એક મ્હોટ શહેર તરીકે વર્ણવેલું છે.

અયોધ્યામાં જૈન તીર્થંકર આદિનાથનો જન્મ થયેલો.

બૌદ્ધ કાળમાં અયોધ્યા આબાદ હોય એમ લાગતું નથી પરંતુ ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે પાટલીપુત્રથી પોતાની રાજધાન ફેરવીને અયોધ્યામાં કરી ત્યારે તે ફરી આબાદીમાં આ હતું. ગુપ્ત રાજાઓએ અયોધ્યાનાં રામચરિત સાથે જોડાયલ પવિત્ર સ્થળોનો પુનરુદ્ધાર કર્યો હતો.

ઉપર જણાવેલું **શ્રાવસ્તી** હાલના અયોધ્યા પ્રાંતમાં જ છે. તેની પાસે **જેતવન** વિહારમાં રહીને બુદ્ધ ભગવાને ઉપદેશ કરેલો. આ શ્રાવસ્તીના સુદાત્ત નામે એક દાની વેપારીએ જેત નામના રાજા પાસેથી એક મ્હોટું ઉદ્યાન ખરીદી લઇ ત્યાં એ વિહાર બંધાવી આપેલો. શ્રાવસ્તી બૌદ્ધોનું એક મ્હોટું યાત્રાનું ધામ ગણાતું.

ઉત્તરની દિશા છોડી દક્ષિણ તરફ આવીએ એટલે **પ્રયાગરાજ** ધ્યાન ખેંચે છે. પ્રયાગ એટલે પવિત્ર નદિઓનો સંગમ. અહીં ગંગા અને યમુના ઉપરાંત ગુપ્ત સરસ્વતીનો પણ સંગમ થાય છે માટે આ સ્થાનને પ્રયાગરાજ અથવા તો ત્રિવેણી કહે છે. લશ્કરી દૃષ્ટિએ પ્રયાગ બહુ જ મહત્ત્વનું છે અને ગંગા યમુના જેવી મ્હોટી નદીઓનું સંગમસ્થાન હોવાથી વેપારનું પણ તે મ્હોટું મથક હતું. આ સંગમ ઉપર પરમ પવિત્ર અક્ષયવટ છે, જે ઉપરથી સંગમમાં કૂદી કેટલાક લોકો દેહત્યાગ કરતા. આખરે અકબરે આ વટની આસપાસ કિલ્લો બાંધ્યો. આમ તેણે આત્મહત્યા પણ અટકાવી અને આસપાસનો પ્રદેશ પણ કાબૂમાં આણ્યો. પ્રયાગ કુંભ મેળાનું એક સ્થાન છે.

પ્રયાગ પાસે જ **કૌશામ્બી** છે. વત્સ દેશની એ રાજધાની. કથાસરિતસાગરનો ઉદયન રાજા અહીં રહેતો. ભગવાન બુદ્ધ કૌશામ્બીમાં રહેલા. શ્રી રામચંદ્રનું **ચિત્રકુટ** પણ અહીંથી બહુ દૂર નથી. આજે પણ લોકો ચિત્રકૂટની યાત્રાએ જાય છે. લોકો જો ત્યાંથી **ખજરાહો** અને **ભાર્હુટ**ના ખંડેરો

જોવા જાય તો પ્રાચીન ઇતિહાસ અને શિલ્પ વિષે ઘણું જાણવાનું મળે.

હિંદુઓની ત્રિસ્થળ યાત્રામાં પ્રયાગ, બનારસ અને ગયા આવે છે. **બનારસ** એ આપણું પવિત્રમાં પવિત્ર શહેર છે. બનારસ તે જ દેવનગર. અને ત્યાંની લીપી તે જ દેવનાગરી. બનારસનું પ્રાચીન નામ વારાણુસી છે. વારણુા અને અસી એ નદીઓની વચમાં આવેલા પ્રદેશમાં તે વસેલું છે. બનાર રાજાએ તે વસાવેલું, એમ પણ કહેવાય છે. તેને માટે કાશી નામ વિશેષ પ્રચલિત

આપણા દેશનું આ એક પ્રાચીન શહેર છે. રામાયણ તથા મહાભારતમાં તેનો ઉલ્લેખ છે. પણ શહેરનો બહુ ઇતિહાસ મળતો નથી. અહીં ગંગાએ પોતાના કાંઠા ઉપર આવેલા ઘાટો અને મકાનો પાડવાનું કામ પહેલેથી બરાબર કર્યું છે. સાત પવિત્ર પુરીઓમાં તેની ગણના છે અને અત્યારે પણ આખા દેશમાં યાત્રાનું મ્હોટામાં મ્હોટું ધામ કાશી છે. સંસારથી નિવૃત્ત થયેલા ઘણા માણસો મરણની વાટ જોતા અહીં રહેવા આવે છે. અહીંનુ કાશીવિશ્વેશ્વરનું મંદિર અને મણિકર્ણિકાનો ઘાટ સુંદર અને વિખ્યાત છે.

પ્રાચીન કાળથી તે આજ સુધી તે બ્રાહ્મણ વિદ્યાનું અને સર્વ શાસ્ત્રોનું પ્રખ્યાત ધામ રહેલું છે. વિદ્યાને ઉત્તેજન આપવા ખાતર હિંદુ લોકોએ જેટલું દાનધર્મ કર્યું છે તેનો મ્હોટો ભાગ બનારસને જ મળ્યો છે અને તેથી જુના કાળથી હજારો વિદ્યાર્થીઓ વગર ખર્ચે અહીં અધ્યયન કરતા

આવેલા છે. બનારસના અન્નસત્રની પદ્ધતિ અને મધ્યવર્તી સત્તા વગર અનેક વિદ્વાનોના સહકારથી બનેલું વિદ્યાપીઠ એ દુનિયામાં અપૂર્વ છે.

બનારસ પાસે જ સુંદર આંબાવાડીઆથી વીંટળાયલું **સારનાથ** છે. પ્રાચીન કાળમાં એને ઋષિપત્તન કહેતા.

બોધિ પ્રાપ્ત થયા પછી બુદ્ધ ભગવાને ત્યાંથી ઉપદેશ શરૂ કર્યો. બૌદ્ધ લોકોનું એ યાત્રાનું ધામ ગણાય છે. અશોકનો બંધાવેલો સિંહ-સ્તંભ ત્યાં પદાર્થસંગ્રહાલયમાં આજે પણ જોવાને મળે છે.

આ અને હવે પછી જે શહેરો આવે તે બુદ્ધ ભગવાનના ચરિત્ર સાથે જોડાયલાં છે. તેથી આપણે તેમની તે ક્રમમાં જ યાત્રા કરીશું. બુદ્ધ ભગવાનના પિતા શાકયવંશી શુદ્ધોદન **કપિલવસ્તુ**માં રહેતા.

આ સ્થાન નેપાળની તરાઇમાં ફૈઝાબાદથી ઇશાનકોણમાં ૨૫ માઇલ દૂર છે. કપિલવસ્તુ પાસે **લુમ્બિનીવન** નામના ઉદ્યાનમાં બુદ્ધ ભગવાનનો જન્મ થયો હતો. શુદ્ધોદને બુદ્ધને પોતાની રાજધાનીમાં બોલાવ્યા ત્યાર પછી જન્યગ્રોધ વિહાર નામના ત્યાંના એક વિહારમાં તે રહેલા.

બુદ્ધ ભગવાન ગૃહત્યાગ કરી ખૂબ ફર્યા, પણ આખરે નિરંજરા નદીને કાંઠે તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. એ તેમની તપોભૂમિને **બુદ્ધ ગયા** કહે છે. હાલના ગયા ક્ષેત્રથી ૭ માઇલ ઉપર તે આવેલું છે. બુદ્ધગયાનું મંદિર ભવ્ય છે. જે પીંપળાના

ઝાડ નીચે બુદ્ધ ભગવાનને જ્ઞાન પ્રાપ્ત થયું તેને બોધિવૃક્ષ કહે છે. મૂળ વૃક્ષ હાલમાં નથી. અલ્લાહાબાદના અક્ષયવટનો આ ઝાડ સાથે સંબંધ છે એમ ભોળા લોકો માને છે.

ગયા એ શ્રાદ્ધ કરવાનું પવિત્ર તીર્થ છે અને તે ફલ્ગુ નદીને કાંઠે આવેલું છે. ગયામાં એક ધર્મશિલા ઉપર વિષ્ણુનું પદચિહ્ન છે. તેના ઉપર પિંડ આપવામાં આવે છે.

આપણા લોકોમાં એકતા સાધવાના બહુ જ અદ્‌ભુત ઉપાયો છે. લોકોમાં એવી માન્યતા છે કે વિષ્ણુનો એક પગ ગયામાં અને બીજો પગ મક્કામાં છે. અક્ષયવટનું જડ અને થડ પ્રયાગમાં છે અને તેના ડાળપાંખળાં બુદ્ધગયામાં છે. આ ઉપરથી પ્રયાગથી બુદ્ધગયા સુધીનો મુલક બૌદ્ધ ધર્મની અસર નીચે એક વખતે સામટો આવેલો હોવો જોઈએ એમ લાગે છે. હિમાલયમાં પણ ઉત્તરાખંડમાં આવેલા કેદારનાથના લિંગનો બીજો છેડો નેપાળમાં પશુપતિનાથના મંદિરમાં છે એમ પણ લોકો માને છે.

કલકત્તા, કામખ્યા, કાશી, જ્વાલામુખી વગેરે દૂર દૂરના શાક્તોના મંદિરોની એકતા પણ દક્ષના યજ્ઞમાં પ્રાણત્યાગ કરનાર સતીના શબના કકડા કરી વિષ્ણુએ વીખેરી નાંખ્યા અને મહાદેવને શાંત કર્યા, તે બધા ત્યાં પડેલા, એવી કથા દ્વારા સાધી છે.

બોધિ પ્રાપ્ત થયા પછી બુદ્ધ ભગવાન પોતાની સેવા કરનાર સાથીઓને મળવા સારનાથ ગયેલા પણ પછી તેમણે આખા બિહાર પ્રાંતમાં વિહાર કર્યો. શ્રાવસ્તી, જેતવન,

કૌશામ્બી, રાજગૃહ, કુશિનારા વગેરે સ્થાનો પણ તેમણે પાવન કર્યાં. **રાજગૃહ** અથવા **રાજગિર** એ પટણા જીલ્લામાં દક્ષિણ તરફ આવેલું છે. હાલમાં તે ખંડેર હાલતમાં જ છે. રાજગિરની ટેકરી ઉપર જુની દિવાલની નિશાની હજી ઓળખી શકાય છે. ભગવાનના સમકાલીન અજાતશત્રુના પિતા બિંબિસાર અથવા શ્રેણિકે તે બંધાવેલું.

મગધ દેશ ( દક્ષિણ વિહાર )ના રાજા જરાસંધની રાજધાની તરીકે મહાભારતમાં જે **ગિરિવ્રજપુર** આવે છે તે આ જ સ્થાને હતું એમ મનાય છે.

ચાળીસ વર્ષ ઉપદેશ કરી આખરે બુદ્ધ ભગવાન **કુશિનગર** અથવા **કુશિનારા**માં પરિનિર્વાણ પામ્યા. કુશિનારા અયોધ્યાની ઉત્તરે નેપાલની તરાઇમાં એક ન્હાનું ગામડું છે. અશોકે ત્યાં બુદ્ધ ભગવાનનું એક સ્મારક બાંધ્યું હતું. બુદ્ધ ભગવાનનું ધર્મચક્ર ત્યાં કોતરેલું છે.

ભગવાન બુદ્ધ અને તેમના સમકાલીન મહાવીર સ્વામીના સંબંધથી પ્રસિદ્ધિ પામેલું મ્હોટું શહેર **વૈશાલી** છે. વૈશાલી બિહારના હાજીપુરથી ૧૮ માઇલ છે. હાલ તેને વેસારા કહે છે. વજ્જી લોકોની લિચ્છવી નામની શાખાનું અહીં રાજ્ય હતું. વિદેહ અને મગધ વચ્ચે આ આવેલું હોવાથી અને લિચ્છવી જેવા ન્હાના પણ બળવાન રાષ્ટ્રના હાથમાં તે હોવાથી તેનું મહત્ત્વ ખૂબ હતું. જ્ઞાતપુત્ર વર્ધમાન મહાવીર સ્વામી આ વૈશાલીના **કુંડપુર** અથવા **કુંડગામ** નામના એક પરામાં

જનમ્યા હતા. બુદ્ધના નિર્વાણુ પછી બીજી બૌદ્ધ સંગીથિ વૈશાલીમાં જ મેળવવામાં આવી હતી.

જૈન લોકોના પવિત્ર સ્થાનોમાંનાં **પાવાપુરી** અને **પાર્શ્વનાથ**નો અહીં ઉલ્લેખ કરવો જોઇએ. પાવાપુરી રાજગિરથી નૈઋત્યમાં દશ માઇલ છેટે છે. મહાવીર સ્વામીને ત્યાં કૈવલ્યપ્રાપ્તિ થઈ હતી. પાર્શ્વનાથ એ હાલ પારસનાથ તરીકે પ્રખ્યાત છે. પાર્શ્વનાથ રાજગૃહ અને બુદ્ધગયાથી દક્ષિણમાં છે.

મગધ દેશની રાજધાની અને આર્યાવર્તની લાંબા વખતની સમ્રાજ્યધાની તે **પાટલીપુત્ર.** આ શહેર હાલના પટણાની પાસે, ગંગા અને શોણ નદીના સંગમ ઉપર આવેલું. રાજગૃહ પછી મગધ દેશની તે રાજધાની બન્યું. ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં શિશુનાગ વંશના ઉદય નામના રાજાએ તે બંધાવ્યું. નંદ રાજાઓથી તે ગુપ્ત રાજાઓ સુધી તે મગધ દેશની રાજધાની રહ્યું. ગુપ્ત રાજાઓના વખતમાં તેનું નામ કુસુમપુર હતું. હ્યુએનસાંગે તેને પડતી હાલતમાં જોયેલું.

મૌર્ય સામ્રાજ્યમાં આ શહેરે પૂરી જાહોજલાલી ભોગવી હતી. લંબચોરસ આકારવાળા આ શહેરની લંબાઇ નવ માઈલની હતી. ૬૪ દરવાજા અને ૫૭૦ બુરજવાળા કોટથી તે રક્ષાયલું હતું. વળી તેની આસપાસ ૬૦૦ ફીટ પહોળી અને ઘણી ઉંડી ખાઇ હતી. ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં કોટની

દિવાલ લાકડાની હતી તથા ઘણાં ઘરો પણ લાકડાનાં હતાં. પણ અશોકે તે દિવાલ તોડી પાડી અને પત્થરનો કોટ ચણાવ્યો. તેના વખતમાં શહેરમાં ઘણા સ્તૂપો અને વિહારો ઉભા થયા.

પાટલીપુત્ર જે સ્થળે હતું ત્યાં હાલ ખોદકામ ચાલે છે અને જુની કારીગરી તથા કોતરકામના ઘણા નમુના હાથ લાગે છે.

પાટલીપુત્ર જેમ રાજનગરી હતી તેમ **નાલંદા** એ વિદ્યાનગરી હતી. મ્હોટા મ્હોટા ચીની પંડિતોને વિદ્યાદાન આપવાનું માન અહીંના વિદ્યાપીઠને છે. ચીની પ્રવાસીઓએ આ વિદ્યાપીઠનું વર્ણન બહુ જ વિગતપૂર્વક અને આદર તથા ઉત્સાહભેર કરેલું છે. પટણા જીલ્લામાં હાલ રાજગિરની ઉત્તરમાં સાત માઈલ ઉપર બારગાંવ કરીને જે ગામ છે ત્યાં નાલંદાનાં ખંડેર છે. નાલંદારોડ સ્ટેશનથી ત્યાં જવાય છે.

અને મગધકાળની મુખ્ય વ્યાપાર નગરી ને **તામ્રલિપ્તિ** બંદર. તે જ હાલનું તામલુક. પુરાણોમાં અતિ પ્રાચીન શહેર તરીકે તેનો ઉલ્લેખ છે. તામ્રલિપ્તિના પ્રાચીન રાજ્યની તે રાજધાની હતું.

ફાહિયાન અને હુએનસાંગ આવ્યા ત્યારે તે બંદર હતું, અને બૌદ્ધ વિદ્યાનું મ્હોટું મથક હતું. ગળી, રેશમ તથા તાંબું ત્યાંથી નિકાસ થતાં. તાંબાની સાથે સંબંધ હોવાથી તેનું નામ તામ્રલિપ્તિ પડેલું જણાય છે. પુરાણોમાં દરિયાથી આઠ માઈલ દૂર હોવાનું તે જણાવેલું છે. અત્યારે તામલુક રૂપનારાયણ નદીને કાંઠે દરિયાથી સાઠ માઈલ દૂર છે. નદીના પુરાણથી જમીન

ધીમે ધીમે કેટલી બધી બંધાતી જાય છે, તેનું દૃષ્ટાંત અહીં મળે છે.

અહીંથી દૂર દૂર દેશ સુધી વહાણો જતાં. સિંહલદ્વિપ જેને **તામ્રદ્વીપ** અથવા **તામ્રપર્ણી** પણ કહેતા ત્યાં જવાનું આ જ બંદર હતું તેથી પણ તામ્રલિપ્તિ નામ પડવાનો સંભવ છે.

મગધ સમ્રાટો પોતાના પશ્ચિમ તરફના રાજ્ય ઉપર રાજપ્રતિનિધિ દ્વારા રાજ્ય કરતા. અશોક, અગ્નિમિત્ર જેવા રાજપુત્રોને રાજ્ય ચલાવવાનો વસ્તુપાઠ **ઉર્જ્જયિની**માં મળેલો. ઉર્જ્જયિની **એ અવન્તી** અથવા માળવાની રાજધાની. લોકપ્રસિદ્ધ વિક્રમરાજાના નામ સાથે ઉર્જ્જયિની જોડાયલું હોવાથી અને વિદ્યા અને જ્યોતિષને માટે પ્રખ્યાત હોવાથી ઉર્જ્જયિનીનું મહત્ત્વ અસાધારણ છે. તે ઉપરાંત ઉત્તરના સર્વ પ્રદેશોનાં ભૃગુકચ્છ (ભરૂચ) જેવાં પશ્ચિમનાં બંદરો તરફ જવાના રસ્તા ઉજ્જયિનીને વટાવીને જતા તેથી ઉજ્જયિનીની જાહોજહાલાલી સ્વાભાવિક રીતે લાંબા વખત સુધી ટકી હતી. ઉજ્જયિની પણ પુણ્યપુરીઓમાંની એક છે. દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું મહાકાળેશ્વરનું સ્થાન અહીં છે. મહા કવિ કાળીદાસે આ ઉજજયિની અને સિપ્રા નદીને અમર કર્યા છે. ઉજ્જયિનીને અવન્તિકા પણ કહે છે. જુના વખતમાં ઉજ્જયિનીમાં મ્હોટી વેધશાળા હતી. કર્કવૃત્તની એકદમ પાસે હોવાથી જ્યોતિષના અભ્યાસ માટે આ સ્થાન અનુકૂળ છે. આપણા લોકો અક્ષાંશની શરૂઆત અહીંથી જ ગણતા આવ્યા છે.

અવન્તીના પૂર્વ તરફના પ્રદેશને **દશાર્ણ** અથવા **આકર** કહેતા. તેની રાજધાની **વિદિશા** હતી. દીઘનિકાયમાં અવન્તીની રાજધાની તરીકે **મહિમતી** નામ આપેલું છે. વિદિશાને જ હાલ ભિલ્સા કહે છે. ભિલ્સાસ્તૂપોને નામે ઓળખાતા પાંચ સ્તૂપો અહીં છે. તેમાંનો એક **સાંચી** સ્તૂપ. સાંચી સ્તૂપ હાલના ભિલ્સાથી સાડા પાંચ માઇલ દૂર છે. સાંચી સ્તૂપની કારીગરી બહુ જ પ્રાચીન અને બહુ જ સુંદર છે.

સાંચીની પાસે ભોપાળના રાજ્યમાં હાલના ભિલ્સાથી ત્રણ માઇલ દૂર બેસ અને અને બેતવા (વેત્રવતી) નદીના સંગમ ઉપર **બેસનપર** નામે શહેર હતું. દક્ષિણ દેશની જુની રાજધાની ત્યાં હતી. મહાવંશમાં તેને ચેતીય, ચેતીયનગર, તથા ચેતીયગિરિ (ચૈત્યગિરિ) કહેલું છે. બેસનગરમાં એક સ્તંભ જડયોછે જે તક્ષશિલાના હેલિઓડોરસનો બંધાવેલો કહેવાય છે.

જુની કારીગરી અને ઇતિહાસની દૃષ્ટિએ છેક પૂર્વ તરફ આવેલા અને **ઉદયગિરિ ખંડગિરીનો** આ સાથે જ ઉલ્લેખ કરવો જોઇએ. આ બન્ને સ્થાનો ઉત્કલમાં કટક પાસે આવેલાં છે. ઉદયગિરિમાં જે બે ગુફાઓ છે તેમાંની હાથીગુફામાં ખારવેલ નો પ્રખ્યાત શિલાલેખ કેટલાંકવર્ષ ઉપર મળી આવેલો તે હમણાં થોડા જ વર્ષ ઉપર ઉકેલવામાં આવ્યો છે.

ઉત્તરાપથ અથવા હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના મહત્ત્વનાં સ્થળો આપણે જોઇ ગયા. આનાં જેવાં બીજાં હજારો અને લાખો સ્થાનો કાળના ઉદરમાં અલોપ થઈ ગયાં

ક્ષેત્રો. એકેએક સ્થળ આપણા પૂર્વજોના પુરુષાર્થનું અધિષ્ઠાન છે. વિદ્વાનો અને વીરો, રસિકો અને વૈરાગીઓ, કળાધરો અને કવિઓ આ સ્થાને વિચરતા. આર્યવંશમાં જે જે કાંઈ ઉચ્ચ, ઉદાત્ત અને ઉજ્જવળ છે તે બધું આ સ્થાનોમાં જ ભજવાયલું અને કેળવાયલું છે. એકેએક સ્થાન આપણે માટે પવિત્ર તીર્થ છે. તેમનું નામસ્મરણ અને માહાત્મ્યવર્ણન પુણ્યપ્રદ અને ઉત્સાહવર્ધક છે. સંગીન કેળવણી જેમને લેવી હોય તેમણે આ સ્થાનોનો પરિચય કરવો જ જોઇએ, અને બની શકે તો તેમનું દર્શન પણ કરવું જોઇએ. ત્યારે જ સ્વદેશના ઇતિહાસનું રહસ્ય આપણી રગેરગમાં ઉતરશે, અને પૂર્વજો વિષેના અભિમાન સાથે તેમનું પરાક્રમ પણ આપણે ધારણ કરી શકીશું.

---

# ઉપસંહાર

કોઈ નાટકમાં જેમ કથાવસ્તુની સંકલના હોય છે તેમ દરેક જાતિના ઇતિહાસમાં પણ ઇતિહાસવિધાતાની સંકલના હોય છે. ક્ષણિક અભિમાનને લીધે અથવા ટૂંકી દૃષ્ટિને લીધે આપણે ન્હાનકડા કાલખંડમાં ઈશ્વરી યોજના અથવા કુદરતનું રહસ્ય જોઈ શકતા નથી. વસ્તુતઃ જે આપણા કલ્યાણનું હોય છે તે કેટલીકવાર આપણને આફતરૂપ જણાય છે અને જેમાં આપણો અધઃપાત હોય તે જ ખોટી કેળવણીને લીધે અથવા ટૂંકા સ્વાર્થને લીધે આશીર્વાદરૂપ છે એમ સમજીએ છીએ. આપણું સાચું હિત–અહિત શામાં છે, તેમજ આપણી જાતિનો ખાસ સ્વભાવ શો છે, આપણો વારસો કયો છે અને ભવિષ્યમાં કઈ કામગિરી આપણે ભાગ આવી છે, એ બરાબર જાણવા સારૂ આપણે આપણી સંસ્કૃતિનો ઇતિહાસ તપાસવો જોઇએ. ભૂતકાળનો ઇતિહાસ ભવિષ્યકાળનો માર્ગ અથવા દિશા કંઈક અંશે દોરી દે છે. એટલા માટે જ જ્યારે જ્યારે રાષ્ટ્ર નવો પુરુષાર્થ કરવા નીકળે છે ત્યારે ત્યારે તે ભૂતકાળનો ઇતિહાસ તપાસે છે.

અત્યાર સુધી આપણે જે ઇતિહાસ જોયો તે આર્યોના ઉત્કર્ષનો કાળ ગણાય. આ સમયમાં આપણે અનેક વિચારો, રિવાજો અને ધાર્મિક સંપ્રદાયોનું મંથન કર્યું; દૂરદૂરના પડોશીઓના સંબંધમાં આવ્યા; અનેકવાર હાર્યા તથા અનેક

વાર જીત્યા. પણ સંસ્કૃતિની દૃષ્ટિએ આપણી શ્રેષ્ઠતા કબૂલ કરનાર લોકો સાથે જ આપણો સંબંધ આવ્યો. હવે પછીના ઇતિહાસમાં આપણા જેવી જ સુધરેલી, પણ ભિન્ન સામાજિક આદર્શવાળી અને ભિન્ન રીતે ઇશ્વરની ઉપાસના કરવાવાળી એક જાતિનો સંબંધ આવે છે. આ જાતિને ઓળખતાં અને તેની સાથે કયો અને કેટલો સંબંધ રાખવો એ ઇતિહાસની દૃષ્ટિએ નક્કી કરતાં આપણે લગભગ પાંચસો વર્ષ ગાળ્યાં. અને એ દરમ્યાન એકતાની અંદર વિવિધતા રહી શકે છે, એક જ ઇશ્વિરને અનેક લોકો અનેક નામથી અને અનેક રૂપથી પૂજી શકે છે અને તેમ છતાં એક જ ઇશ્વરની ઉપાસના થાય છે એ આપણો પુરાતન સિદ્ધાન્ત આપણે નવી રીતે શીખ્યા અને દુનિયાને શીખવ્યો. એક જ સત્ય અનેક રૂપમાં પ્રગટ થાય છે, એક એક જાતિ, એક એક જમાનો અને એક એક દેશ સત્યના એક એક અંશનું ગ્રહણ કરી શકે છે અને તેથી પરસ્પર વિરોધી દેખાતી છતાં બધી દૃષ્ટિઓ સરખી જ સાચી હોય છે એ જૈનોના સ્યાદ્વાદનું તત્ત્વ હિન્દુસ્તાનના આખા ઇતિહાસમાં ઘટાયેલું આપણે જોઇએ છીએ.

હિન્દુસ્તાનના આજ સુધીના પૂરા ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાંખતાં એમ જણાય છે કે ધર્મના, સમાજશાસ્ત્રના, આર્થિક કલ્યાણના અને આધ્યાત્મિક તત્ત્વોના સર્વ સિદ્ધાન્તો હર્ષકાળ પહેલાં આર્ય જાતિએ નક્કી કરેલા છે. વ્યક્તિએ સમાજમાં કેવી રીતે રહેવું, ભિન્ન ભિન્ન સમાજોએ પરસ્પર કયો સંબંધ રાખવો, વિરોધ કર્યા વગર વિવિધતા કેવી રીતે કેળવવી, રાષ્ટ્ર

રાષ્ટ્ર વચ્ચે કઈ શરતે પ્રેમભાવ રહી શકે અને મનુષ્યેતર પ્રાણીઓ સાથે પણ આપણે કઈ રીતે બંધાયેલા છીએ; ટૂંકામાં કહીએ તો વ્યષ્ટિ અને સમષ્ટિની દૃષ્ટિએ મનુષ્યજાતિ આગળના બધા સવાલોનો તાત્ત્વિક નિર્ણય આપણે હર્ષકાળ સુધીના ઐતિહાસિક અનુભવમાં કરી લીધો હતો. પણ તત્ત્વનો નિર્ણય કરવો એ વસ્તુ જુદી છે અને સમાજમાં તે સિદ્ધાન્તો ઓતપ્રોત કરી નાંખવા એ વસ્તુ જુદી છે. તે વસ્તુ તો તત્ત્વ-નિષ્ઠા સાથે વ્યવહારકુશળતા હોય ત્યારે જ થઈ શકે.

જાતિભેદને લીધે કહો કે અધિકારવાદને લીધે કહો, પણ હિન્દુસ્તાનમાં આમ પ્રજામાં વ્યવહારકુશળતા અથવા ચકોરપણું પૂરતું કેળવાએલું ન હતું. કદાચ એ દોષ તે વખતની બધી જ જાતિઓમાં હશે. પ્રજાના દરેક દિશાના આગેવાનોએ અદ્ભુત પ્રગતિ કરી હતી અને આમ પ્રજાએ નૈતિક ઉન્નતિનો જ આગ્રહ રાખી પોતાના નેતાઓ તરફ વફાદારી કેળવી હતી; તેથી કાળે કરીને સામાજિક રચના, માન્યતા અને રિવાજોમાં એક જાતની યાન્ત્રિકતા આવી ગઈ હતી. અને યન્ત્રનો તો સ્વભાવ જ છે કે દરેક રીતે સગવડ કરી આપી સામાજિક પ્રાણ નષ્ટ કરી નાંખવો.

હર્ષકાળ પછી હિન્દુઓની ચતુર્વિધ પુરુષાર્થની કલ્પના કેવી રીતે મોળી પડી હતી અને સંસ્કૃતિરૂપી દેવતાને ફરી જાગ્રત કરવા માટે ખંખેરવાની કેટલી જરૂર હતી એ આપણે હવે પછી જોઈશું. ઐહિક અને પારલૌકિક કલ્યાણના સિદ્ધાન્તો વ્યવહારમાં સફળતાપૂર્વક દાખલ કરવાની કળા તો

આર્યજાતિએ કેળવી હતી, પણ તે સિદ્ધાન્તો પ્રમાણે જ વર્તવા જેટલો અને તે સિદ્ધાન્તોથી ઉલટી દિશામાં જતાં કેમે કરી ન ફાવવા જેટલો હિન્દુ સ્વભાવ આ મહાન જાતિએ દૃઢ કરી નાંખ્યો હતો. ટૂંકામાં કહીએ તો હર્ષકાળ સુધીનો આર્યાવર્તનો ઇતિહાસ એ પ્રયોગશાળાની અંદર ચાલતા સૂક્ષ્મ પ્રયોગ જેવો છે. ત્યારપછીનો ઇતિહાસ સફળ થએલા પ્રયોગને વ્યવહાર અને માનવી વ્યાપારમાં દાખલ કરવાનો છે. અત્યાર સુધી આપણે જેટલો ઇતિહાસ જોઈ ગયા તે અર્ધો જ પ્રયોગ છે, કેમકે દક્ષિણાપથનો ઇતિહાસ હજી જોવાનો જ છે.

આ સંપૂર્ણ પ્રયોગનો સાર આ પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર આપેલા વૈદિક મન્ત્રમાં આવી જાય છે. 'સત્યજ્ઞાન' પામેલી આ ધર્મભૂમિની, કર્મભૂમિની, પુણ્યભૂમિની અંદર પ્રેમધર્મ, જીવદયાનો ધર્મ, આત્મૌપમ્યનો ધર્મ, કૌશલ્યનો ધર્મ, યજ્ઞનો ધર્મ એટલી સંપૂર્ણતાએ પહોંચેલો છે કે ઇશ્વરની સૃષ્ટિમાં પેદા થએલાં સર્વ પ્રાણીમાત્ર અહીં આત્મીય ભાવથી રહી શકે છે, રહેતાં શીખ્યાં છે, અને એ જ કળા આખી દુનીયાને શીખવશે.

**यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः**

# શુદ્ધિપત્રક

આ પુસ્તક છપાતું હતું ત્યારે અમને પ્રૂફો તપાસવાની પૂરતી ફુરસદ નહિ મળવાથી અને પ્રેસ ઉપર પણ કામની ભીડ હોવાથી ઘણી ભૂલો રહી ગઈ છે અને કેટલેક ઠેકાણે બીબાં ઉડી ગયાં છે. તે બધાનું શુદ્ધિપત્રક અહીં આપ્યું નથી. વાચકો તે ભૂલો સહેલાઈથી સુધારી લે એવી છે. નીચેની ભૂલો સુધારી લેવા ખાસ વિનંતિ છે:

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૦૮ | માધવીપુત્ર | માઠરીપુત્ર |
| ,, | પલ્લવ | ક્ષહરાટ્ |
| ૧૯૯ | ભારતી | ભારવિ |
| ૨૧૦ | સંગીતશિક્ષા | નારદીયશિક્ષા |
| ,, | બૃહદ્દેશીય | બૃહદ્દેશી |
| ૨૩૪ | જન્યગ્રોધ | જ ન્યગ્રોધ |



# વિષયસૂચિ

## અ

## આ

## એ



## અં



## ક

## ખ



## ગ

## છ

## થ



## દ

### બ

## ભ

## ય

## ૨

## શ

## સ

## ગૂજરાત વિદ્યાપીઠ

### તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો

---

| | | | | |
|---|---|---|---|---|
| પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા | ... | ... | ... | ૨–૦–૦ |
| સંપાત્તશાસ્ત્ર ભાગ ૧ | ... | ... | ... | ૦–૩–૦ |
| ,, ભાગ ૨ | ... | ... | ... | ૦–૮–૦ |
| ,, ભાગ ૩–૪ | ... | ... | ... | ૧–૪–૦ |
| गणित की परिभाषा | ... | ... | ... | ૦–૮–૦ |
| સ્વતંત્ર બાળશિક્ષણ ( ડૉ. મૉન્ટેસ્સોરી ) | | | ... | ૦–૩–૦ |
| બાળવાર્તાઓ ( શ્રી૦ ગિરજાશંકર બધેકાનું ભાષણ) | | | | ૦–૩–૦ |
| ચણીબોર ( બાળકવિતાનો સંગ્રહ ) ... | | | ... | ૦–૪–૦ |
| રાયણ ( ચણીબોરથી આગળનો કાવતાસંગ્રહ ) | | | | ૦–૮–૦ |
| ચાલણગાડી–નાની ( બાળપોથી ) | ... | | ... | ૦–૧–૩ |
| ચાલણગાડી–મોટી ,, | ... | | ... | ૦–૩–૦ |

# ગૂજરાત પુરાતત્ત્વ મન્દિર

## તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો

| | |
|---|---|
| આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા ( છીંટની પટ્ટી ) | ૨—૦-૦ |
| ( ચામડાની પટ્ટી ) | ૨—૮-૦ |
| પ્રાચીન સાહિત્ય (સં. રવીન્દ્રનાથ ઠાકુર) અનુવાદકઃ શ્રી૦ મહાદેવ દેશાઈ અને શ્રી૦ નરહરિ પરીખ | ૦-૧૨-૦ |
| पाली पाठावली ( સં. મુનિ જિનવિજય ) | ૦-૧૪-૦ |
| प्राकृत कथासंग्रह ,, | ૦-૧૨-૦ |
| उपनिषत् पाठावली (સં. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર) | ૦-૧૦-૦ |
| પુરાતત્ત્વ ( ત્રૈમાસિક ) વાર્ષિક લવાજમ | ૫—૦-૦ |
| પોસ્ટેજ | ૦—૮-૦ |

*

## છપાય છે

अभिधम्मत्थसंगहो ( સં. ધર્માનન્દ કોસમ્બી )

जिनचरितम् ( સં. મુનિ જિનવિજય )

બુદ્ધલીલા સારસંગ્રહ ( ધર્માનન્દ કોસમ્બીના મૂળ મરાઠીનો ગુજરાતી અનુવાદ )

હિન્દુઓના તહેવારોનો ઇતિહાસ